# કાવ્યપરિચય

## ભાગ ૧

સંપાદક
રામનારાયણ વિ૦ પાઠક
નગીનદાસ ના૦ પારેખ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ

| | |
|---|---|
| ૧. ચાલણગાડી મોટી | ૦—૧—૬ |
| ૨. ચાલણગાડી નાની | ૦—૧—૩ |
| ૩. ગૂજરાતી પહેલી ચોપડી | ૦—૨—૦ |
| ૪. ગૂજરાતી બીજી ચોપડી | ૦—૨—૯ |
| ૫. નવલગ્રંથાવલિ<br>મૂળગ્રંથનાં મહત્ત્વનાં ગદ્ય તેમ જ પદ્ય લખાણોનો સંગ્રહ | ૨—૦—૦ |
| ૬. સાર્થ ગૂજરાતી જોડણીકોશ<br>સુધારાવધારા તથા તત્સમ શબ્દોની વ્યુત્પત્તિ સાથેની ત્રીજી આવૃત્તિ | ૪—૦—૦ |
| ૭. નામાનાં તત્ત્વો<br>આજની જરૂરિયાતોને ધ્યાનમાં લઈ દેશી નામાની પદ્ધતિને વિકસિત કરનારું પુસ્તક | ૨—૮—૦ |
| ૮. વર્ધા કેળવણીનો પ્રયોગ<br>થામણાની રાષ્ટ્રીય શાળાના પ્રયોગનો અહેવાલ અને અભ્યાસક્રમ | ૦—૬—૦ |
| ૯. વર્ધા શિક્ષણ યોજના<br>ડૉ. ઝાકિર હુસેન કમિટીનું નિવેદન અને અભ્યાસક્રમ | ૦—૧૦—૦ |
| ૧૦. કાવ્યપરિચય ભાગ ૨ | ૦—૧૨—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ પુ૦ ૧૧

# કાવ્યપરિચય

## ભાગ ૧

સંગ્રાહક
રામનારાયણ વિ૦ પાઠક
નગીનદાસ ના૦ પારેખ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# નિવેદન

'કાવ્યપરિચય'નો બીજો ભાગ પાંચેક માસ પર પ્રસિદ્ધ થયા પછી આ તેનો પહેલો ભાગ હવે પ્રસિદ્ધ થાય છે. બીજા ભાગને સુધારીવધારીને ટિપ્પણ સાથે તૈયાર કર્યો, તે જ ધોરણે આ પહેલો ભાગ પણ સુધાર્યોવધાર્યો છે અને ટિપ્પણ ઉમેર્યું છે. એટલે હવે માધ્યમિક શાળાઓનાં ધોરણ ૨ થી ૫ સુધીનાં ચાર વર્ષોમાં આપણી કવિતાસમૃદ્ધિનો પરિચય કરવા માટે જરૂરનાં કાવ્યોની પસંદગી આ સંગ્રહમાંથી શિક્ષકોને મળી રહે છે.

આ સંગ્રહમાં લીધેલાં કાવ્યો માટે તેના તેના લેખકોની પરવાનગી માગવામાં આવી છે. સૌએ વિદ્યાપીઠ પ્રત્યે સમભાવ ને મમતા બતાવી અમને તે આપી છે તે બદલ વિદ્યાપીઠ તે સૌની આભારી છે.

શ્રી. પાઠક સાહેબે આ નવા સંસ્કરણમાં રસ લઈ તેમાં સુધારાવધારા કરવાના કામમાં નગીનભાઈને સક્રિય મદદ કરી તે બદલ સંસ્થા તરફથી એમનો આભાર માનું છું.

છેવટે, આશા છે કે, માધ્યમિક શાળાના સંચાલકો આ સંગ્રહને પોતાની શાળામાં દાખલ કરી અજમાવી જોશે અને તેની ઉપયોગિતા વધારવામાં પોતાનાં સૂચનો દ્વારા આભારી કરશે.

ગૂ૦ વિ૦ કાર્યાલય,
અમદાવાદ
તા. ૨૫-૭-'૩૯

**મગનભાઈ દેસાઈ**
મહામાત્ર, ગૂ૦ વિ૦

# બે બોલ

'કાવ્યપરિચય' ભા. ૧લાનું આ ત્રીજું મુદ્રણ અને બીજું સંસ્કરણ છે. આ સંસ્કરણ તૈયાર કરતી વખતે અમે ત્રણ લાંબાં કાવ્યો કાઢી નાખ્યાં છે અને પાંચ નવાં કાવ્યો ઉમેર્યાં છે. આમ ગયા સંસ્કરણ કરતાં આ સંસ્કરણમાં બે કાવ્યો વધારે છે. ચાર નવા કવિઓને સ્થાન આપ્યું છે, અને એ રીતે સંગ્રહને અદ્યતન બનાવી લીધો છે. આ સંસ્કરણમાં એકંદરે ૩૪ કવિઓની ૯૫ કવિતાઓ સંગ્રહાઈ છે અને કુલ પંક્તિસંખ્યા ૪૦૨૩ ની થઈ છે.

આ બીજા સંસ્કરણમાં ટિપ્પણ ઉમેર્યું છે. ટિપ્પણ ખાસ કરીને શિક્ષકોને દૃષ્ટિમાં રાખીને લખ્યું છે. કોશમાં જે શબ્દોના અર્થ મળે છે તે અહીં આપ્યા નથી. દૂરાન્વય, લિંગભેદ અને એવા બીજા વ્યાકરણને લગતા મુદ્દાઓ તરફ ધ્યાન દોર્યું છે.

અનુક્રમણિકામાં દરેક કવિની અને દરેક કવિતાની પંક્તિસંખ્યા નોંધી છે તે શિક્ષકભાઈઓને ઉપયોગી થશે એવી આશા છે.

જ્યાં અમે પોતે અર્થનિર્ણય નથી કરી શક્યા ત્યાં ટિપ્પણમાં પ્રશ્નાર્થચિહ્ન મૂક્યાં છે. અમે બે ત્રણ જગ્યાએ નવા પાઠ કલ્પ્યા છે. આને માટે અમારી પાસે અર્થના ઔચિત્ય સિવાય બીજો કશો આધાર નથી.

દિવાસો — રામનારાયણ વિ૦ પાઠક

૧૯૯૫ — નગીનદાસ ના૦ પારેખ

## પહેલી વારની પ્રસ્તાવનામાંથી

આ સંગ્રહ બે ભાગમાં પ્રસિદ્ધ કર્યો છે. પહેલો ભાગ વિનય મંદિરના બીજા અને ત્રીજા ધોરણ માટે અને બીજો ભાગ ચોથા અને પાંચમા ધોરણ માટે યોજ્યો છે. આ પહેલાં બહાર પડેલું 'રાયણ' વિનય મંદિરના પહેલા ધોરણમાં ચલાવાય છે અને 'ચણીબોર' તેથી નીચેની કોટિ માટે છે. વિનય મંદિરના છઠ્ઠા ધોરણમાં અને તેથી આગળ એટલે મહાવિદ્યાલયમાં 'કાવ્યસમુચ્ચય' ભાગ ૧ લો અને ૨ જો ચાલે છે. એટલે વિનય મંદિરથી સ્નાતક સુધીના અભ્યાસક્રમની વચલી બે કડીઓ પૂરવા આ કાવ્યપરિચય તૈયાર કર્યો છે.

'કાવ્યસમુચ્ચય'માં માત્ર આધુનિક કવિઓનાં જ કાવ્યો છે. તેનું કારણ એ છે કે વિદ્યાપીઠ અભ્યાસક્રમમાં 'કાવ્યસમુચ્ચય'ની સાથે પ્રાચીન કવિઓનાં લાંબાં કાવ્યો ચલાવાય છે. નીચલાં ધોરણોમાં પ્રાચીન કાવ્યો વધારે લાંબાં પડે માટે ઉપરની યોજનાને ધ્યાનમાં રાખી આ સંગ્રહોમાં પ્રાચીન અને અર્વાચીન બન્ને કવિઓનાં કાવ્યો લીધાં છે. બધા કવિઓની સાલની ખાતરી કરી શક્યા નથી પણ કાવ્યો બને ત્યાં સુધી કવિવાર ઐતિહાસિક ક્રમે મૂક્યાં છે.

કાવ્યો પસંદ કરવામાં, આ ભૂમિકામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને રસ પડે, તેમની રસવૃત્તિ ઘડાય, કેળવાય, સર્વતોમુખી અને પરિશુદ્ધ થાય એ દૃષ્ટિ રાખી છે. આ ઉમરે વિદ્યાર્થીએ જે જે કવિઓનો અને જે જે કાવ્યોનો પરિચય કરી લેવો જોઈએ એમ અમને લાગ્યું તે તે કવિઓ અને તે તે કાવ્યો આમાં મૂક્યાં છે. વિદ્યાર્થીની નવી નવી ઊઘડેલી જિજ્ઞાસા તૃપ્ત થતાં કંઈક વધે એટલી સામગ્રી આમાં મૂકી છે. તેમ કરતાં આ પહેલાં બહાર પડેલા સંગ્રહોમાંનાં — ખાસ કરીને 'કાવ્યસમુચ્ચય'નાં—કેટલાંક કાવ્યો અમારે આ સંગ્રહમાં લેવાં પડ્યાં છે. બાકી બને ત્યાં સુધી આ એક જ શ્રેણીના સંગ્રહોમાં કાવ્યો બેવડાય નહિ તેની સંભાળ લીધી છે.

ઉપરના પ્રયોજનથી અંકિત થયેલા ક્ષેત્રમાં અમે દરેક કવિનાં લાક્ષણિક કાવ્યો લીધાં છે. તે ઉપરાંત સરખા વિચાર, શૈલી કે ભાવની તુલનાથી કાવ્યો અભ્યાસને ઉપકારક થાય તેની શરત રાખી છે.

આમ કરવા માટે, અમે આખ્યાન કવિઓનો પરિચય આપવા લાંબાં કાવ્યો લીધાં છે. નરસિંહ મહેતા મુખ્યત્વે આખ્યાન કવિ નથી, ભક્તકવિ છે, ભક્તિનાં ઊર્મિ કાવ્યો તેનાં ઉત્તમ છે; માટે તેનાં તેવાં કાવ્યો લઈ સંતોષ માન્યો છે. પણ પ્રેમાનંદનાં જો કે કેટલાંક કરુણ કાવ્યો ટૂંકાં છે પણ તે વિશેષ રીતે આખ્યાન કવિ છે માટે તેની આખ્યાન પદ્ધતિનો પરિચય આપવા લાંબા ઉતારા લીધા છે. સામળમાંથી ઉખાણા, બોધના છપ્પા વગેરે જ માત્ર ઘણે ભાગે આવા સંગ્રહોમાં આવે છે, પણ તે મુખ્યત્વે વાર્તાકવિ છે; માટે તેની બે નાની વાર્તાઓ લીધી છે. બોધ, ઉખાણા વગેરેને તેની વાર્તાઓ સાથે કેવો સંબંધ છે તે આથી જ સમજાય. અખાનાં અંગોમાંથી એકાદ અંગ ઘણે ભાગે આવા સંગ્રહોમાં લેવાય છે. પણ અખાના ગમે તે અંગમાં પણ તેના

વેદાન્તના વિચારો આવ્યા વિના રહેતા નથી જે આ કોટિના વિદ્યાર્થીઓ માટે ઘણા અઘરા ગણાય. માટે આખાનાં બધાં અંગોમાંથી છૂટક છપ્પાની પસંદગી કરી છે. ઘણે ભાગે આખાનો એક વિચાર એક છપ્પામાં પૂરો થાય છે એટલે કાવ્યની અપેક્ષાને તેથી હાનિ નહિ થાય. તેમ છતાં તેની ઉક્તિઓ એવી વક્ર છે કે શિક્ષકે તે સંબંધી ઘણું કહેવું પડશે. આપણા ઇતિહાસના કોઈ કોઈ બનાવો કે આપણી પરિસ્થિતિ ઉપરની ટીકાનાં કાવ્યો પણ લીધાં છે. તેનો અર્થ એવો નથી કે તે ટીકા સર્વાંશે સાચી જ છે. કુશળ શિક્ષક તે પરિસ્થિતિ, તેના અંગની ટીકા અને તે ઉપરાંત તે ટીકાની પણ ટીકા પોતાની મેળે કરી લેશે.

લોકસાહિત્ય આપણા સાહિત્યનો એક અગત્યનો ભાગ છે. માટે બન્ને ભાગોમાં ઉપલબ્ધ સાહિત્યમાંથી થોડું થોડું મૂક્યું છે.

આ પ્રાચીન સાહિત્યમાં એક બે જગાએ પંક્તિઓ ખૂટે છે. ઘણી જગાએ શબ્દોનો અને પંક્તિઓનો અર્થ અસ્ફુટ છે — કેટલીક જગાએ પાઠદોષથી કદાચ એમ થતું હશે — છતાં આવાં સ્થાનો રહેવા દીધાં છે. શિક્ષક પોતે આ જગાએ પાઠ સુધારવાનો પ્રયત્ન કરી પાઠ સુધરાવે તો ઘણું સારું. પણ એમ ન થાય અને અર્થ બેસારવાનો પ્રયત્ન કર્યા છતાં ન બેસે તો તેમાં કશી હાનિ નથી. શિક્ષકે તે જગાએ આપણા સાહિત્યની ન્યૂનતાઓ — સંસ્કારિત આવૃત્તિઓનો અભાવ, પાઠદોષો, કોશોની અપૂર્ણતા, શાસ્ત્રીય વ્યાકરણની ખોટ, વગેરે સર્વ સમજાવવું. આપણા સાહિત્યની જે ન્યૂનતાઓ જ છે તે વિદ્યાર્થી અત્યારથી જાણે તેમાં કશું જ ખોટું નથી.

અભ્યાસની આ કોટિએ વિદ્યાર્થીઓનું માનસ, આત્મલક્ષી કરતાં પરલક્ષી કાવ્યને વધારે અનુકૂળ હોય છે છતાં ઉપલબ્ધ સંગ્રહોનો મોટો ભાગ આત્મલક્ષી કાવ્યોનો હોય છે. ગુજરાતી ભાષાના સાદ્યન્ત અભ્યાસનો સળંગ અભ્યાસક્રમ નહિ હોવાથી,

અને તેના અભ્યાસ તરફ જોઈએ તેટલું ધ્યાન નહિ અપાવાથી પરલક્ષી કાવ્યોનો અભ્યાસ ઘણે અંશે અધૂરો રહી જાય છે. સામાન્ય રીતે પણ આપણા જુવાનોનાં હૃદયો લાગણીના અતિરેકવાળાં કાવ્યોમાં જ રાચે છે. કાવ્યોમાં રહેલી વિચારની ગહનતા કે વસ્તુની વાસ્તવિકતાને સમજી તેમાં રસ લઈ શકે તેટલી હૃદય—બુદ્ધિની તાલિમ તેમનામાં નથી હોતી. એ સર્વ ન્યૂનતાઓ ધ્યાનમાં રાખી આ સંગ્રહમાં પરલક્ષી કાવ્યો તરફ અમે કંઈક પક્ષપાત રાખેલો છે. આ ભૂમિકાએ એ કાવ્યોની રસવૃત્તિનાં બીજ નંખાઈ જવાં જોઈએ એમ અમે માનીએ છીએ.

આધુનિક કવિઓનાં કાવ્યો પણ અમે ઉપરના જ સિદ્ધાન્તોને અનુસરીને પસંદ કર્યાં છે. સામાન્ય રીતે સંગ્રહોમાં છેલ્લાં થોડાં વરસના લેખકોનાં કાવ્યો છોડી દેવાય છે પણ અમે ઠેઠ ગઈ કાલ સુધીનાં કાવ્યો લીધાં છે. એટલા માટે કે કાવ્યની નવી દિશાઓ વિદ્યાર્થીઓ જોઈ શકે. આ સંગ્રહ વિદ્યાર્થીઓને માટે કર્યો છે પણ ગુજરાતીનો ખાસ ઊંચો અભ્યાસ ન કર્યો હોય એવા મધ્યમ વર્ગને પણ આ રસિક લાગશે. શિક્ષક વિનાના, અને ખાનગી અભ્યાસમાં પણ આ ઉપકારક થશે.

જેઠ વદ ૫, સં. ૧૯૮૪ — રામનારાયણ વિ. પાઠક
અમદાવાદ. — નગીનદાસ ના. પારેખ

# અનુક્રમણિકા

**નરસિંહ મહેતા [૧૦૧]** ૩–૮

૧. જાગને જાદવા [૧૬] . . . ૩
૨. રાત રહે જાહરે [૧૬] . . . ૪
૩. નારાયણનું નામ જ લેતાં [૧૦] . . ૪
૪. પઢોરે પોપટ [૮] . . . ૫
૫. જે ગમે જગતગુરુદેવ [૨૦] . . ૫
૬. સુખદુઃખ મનમાં ન આણીએ [૧૬] . . ૬
૭. જ્યાં લગી અતિમા તત્ત્વ [૨૦] . . . ૭
૮. ભોળીરે ભરવાડણ [૧૦] . . . ૮

**અખો [૧૩૧]** ૯–૧૫

**પ્રેમાનંદ [૩૭૧]** ૧૬–૩૪

૧. રાવણને ઠપકો [૨૬] . . . . ૧૬
૨. રણભૂમિ પર કુંભકર્ણ [૫૬] . . . ૧૭
૩. જશોદાનો વિલાપ [૨૭]. . ૨૦
૪. વર્ષાશરદ વર્ણન [૪૬] . . . ૨૨
૫. હૂંડી [૧૩૦] . . . . ૨૪
૬. સુભદ્રાની ભાભીઓ [૮૬] . . . ૩૦

**શામળ [૮૭૬]** ૩૫–૭૫

૧. અંગદવિષ્ટિ [૪૫૦] . . . ૩૫
૨. ચંદનમલિયાગરી [૩૭૪] . . ૫૫
૩. પરચૂરણ છપ્પા [૩૬] . . . ૭૨
૪. ઉખાણાં [૩૬] . . . . ૭૪

**પ્રીતમદાસ [૬૦]** ૭૬–૭૯

૧. હરિભજન વિના [૧૨] . . . ૭૬
૨. મન માને નહિ [૧૨] . . . ૭૭
૩. વાલાજી તું મોકલને [૧૮] . . ૭૭
૪. બાળકના અપરાધ જુએ [૧૮] . . ૭૮

**ધીરો [૫૬]** ૮૦–૮૨

૧. ખબરદાર મનસુબાજી [૧૪] . . ૮૦
૨. ધાઇ સુણી ધાજો રે [૧૪] . . . ૮૧
૩. મહા માનસરોવર રે [૧૪] . . ૮૧
૪. દીવા તો છે ઘેર ઘેર [૧૪] . . . ૮૨

**ભોજો [૧૭૦]** ૮૩–૯૦

૧. સેલૈયા આખ્યાન [૧૪૦] . . ૮૩
૨ નાથ મોરી અરજ સુણો [૧૦] . . ૮૯
૩. દુનિયા દીવાની કહેવાશે રે [૯] . . . ૯૦
૪. મૂરખો રળી રળી કમાણો રે [૭] . . ૯૦

**રાવો [૨૧]** ૯૧–૯૨

૧. બેડો બાઈ બૂડતો તારો રે [૨૧] . . ૯૧

**બ્રહ્માનંદ [૨૦]** ૯૩–૯૪

૧. ટેક ન મેલે રે [૧૦] . . . ૯૩
૨. આ તન રંગ [૧૦] . . . ૯૪

**નિષ્કુળાનંદ [૧૮]** ૯૫–૯૬

૧. જંગલ વસાવ્યું રે [૧૮] . . . ૯૫

**દયારામ [૧૧૦]** ... **૯૭–૧૦૧**

૧. જે કોઈ પ્રેમ અંશ અવતરે [૧૧] ... ૯૭
૨. ચિત તું શિદને [૧૭] ... ૯૮
૩. હરિ જેવા તેવા [૧૪] ... ૯૮
૪. હરિ તુંને પ્રસન્ન [૪૪] ... ૯૯
૫. ફૂલ્યો શું ફરે છે રે [૧૪] ... ૧૦૧

**લોકસાહિત્ય [૨૨૦]** ... **૧૦૨–૧૧૩**

૧. નણદલ પરોણલાં [૩૦] ... ૧૦૨
૨. જેસલ તોળલ [૨૪] ... ૧૦૪
૩. સુભાષિત [૧૬૬] ... ૧૦૫

**દલપતરામ [૨૨૬]** ... **૧૧૪–૧૨૫**

૧. જોવા જોગ જેવી ગુજરાત [૩૮] ... ૧૧૪
૨. ભાવની ભેટ [૮] ... ૧૧૬
૩. બાપાની પીપર [૬૪] ... ૧૧૭
૪. દરબારમાં કણબી [૭૪] ... ૧૨૦
૫. આતસબાજી [૧૬] ... ૧૨૩
૬. ડોશી શું ખોળો છો ? [૮] ... ૧૨૪
૭. ભાદરવાનો ભીંડો [૬] ... ૧૨૪
૮. કાતર અને સોય [૪] ... ૧૨૫
૯. ક્ષત્રિય અને બ્રાહ્મણ [૮] ... ૧૨૫

**નર્મદાશંકર [૧૯૩]** ... **૧૨૬–૧૩૪**

૧. નર્મદાની શોભા [૨૨] ... ૧૨૬
૨. નાશક અને ત્ર્યંબક બેની વચમાંનો માર્ગ [૩૨] ... ૧૨૭
૩. ચોમાસામાં [૬૮] ... ૧૨૮
૪. ગુજરાતના શૂરવીરો [૩૬] ... ૧૩૧
૫. મર્દ [૨૦] ... ૧૩૩
૬. અહીં તહીં મથવું રે [૧૫] ... ૧૩૪

**ભોળાનાથ [૮]** ... **૧૩૫**

૧. બારણે પુકાર [૮] ... ૧૩૫

નવલરામ [૨૦૬] ૧૩૬-૧૪૭

૧. ગુજરાતની મુસાફરી [૯૨] . . ૧૩૬
૨. ઇતિહાસની આરસી [૩૮] . . . ૧૪૨
૩. જનાવરની જાન [૪૪] . . . ૧૪૪
૪. માતૃસ્તવન [૩૨] . . . . ૧૪૬

કેશવરામ [૨૭] ૧૪૮-૧૪૯

૧. ઈશ્વર પ્રાર્થના [૧૦] . . . ૧૪૮
૨. અધવચ ગાડું ગૂંચી ગયું [૧૭] . . ૧૪૮

બાલાશંકર ઉલ્લાસરામ [૨૪] ૧૫૦-૧૫૧

૧. બોધ [૨૪] . . . . ૧૫૦

નરસિંહરાવ [૯૬] ૧૫૨-૧૫૬

૧. પ્રભાત [૧૨] . . . ૧૫૨
૨. અર્ભકશિશુ [૩૬] . . . ૧૫૩
૩. દિવ્યમંદિર તથા લેખ [૨૪] . . ૧૫૪
૪. અવતરણ [૨૪] . . . . ૧૫૬

કાન્ત [૧૪] ૧૫૭

૧ હિંદમાતાને સંબોધન [૧૪] . . ૧૫૭

બલવંતરાય ઠાકોર [૧૩૮] ૧૫૮-૧૬૨

૧. ભમતારામની કેડી [૩૬] . . . ૧૫૮
૨. કક્કો સરસ્વતીની ખાણ [૫૪] . . ૧૬૦

કલાપી [૨૧૫] ૧૬૨-૧૭૨

૧. ફૂલ વીણ સખે [૩૩] . . . ૧૬૨
૨. સારસી [૭૮] . . . ૧૬૪
૩. એક ઘા [૧૬] . . . . ૧૬૭
૪. મને જોઈને ઊડી જતાં પક્ષીઓને [૧૨] . ૧૬૮
૫. ગ્રામ્ય માતા [૫૨] . . . ૧૬૯
૬. તુષાર [૨૪] . . . ૧૭૧

બોટાદકર [૪૦] ૧૭૩–૧૭૪

૧. આવળનાં ફૂલને [૪૦] . . . ૧૭૩

ખબરદાર [૨૫૦] ૧૭૫–૧૮૬

૧. સદાકાળ ગુજરાત [૧૮] . . ૧૭૫
૨. વીર બાળક બાદલ [૬૪] . . . ૧૭૬
૩. શંખનાદ [૧૬] . . . ૧૭૯
૪. હલદીઘાટનું યુદ્ધ [૧૫૨] . . . ૧૮૦

જુગતરામ દવે [૪૮] ૧૮૭–૧૮૯

૧. બે પંખી [૪૮] . . . ૧૮૭

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી [૧૨] ૧૯૦–૧૯૩

૧. મીઠી માથે ભાત [૬૨] . . . ૧૯૦

ત્રિભુવન વ્યાસ [૧૭૮] ૧૯૪–૨૦૨

૧. સાગર [૫૪] . . . ૧૯૪
૨. ભાદરવો [૫૪] . . . . ૧૯૭
૩. પોપટજી [૧૦] . . . ૧૯૯
૪. બપોર અને વંટોળ [૬૦] . . . ૨૦૦

ઝવેરચંદ મેઘાણી [૧૮] ૨૦૩–૨૦૪

૧. કાંઠે રમનારાં [૧૮] . . . ૨૦૩

હરિહર ભટ્ટ [૧૪] ૨૦૫

૧. એક જ દે ચિનગારી [૧૪] . . . ૨૦૫

સુન્દરમ્ [૪૫] ૨૦૬–૨૦૮

૧. રંગ રંગ વાદળિયાં [૪૫] . . ૨૦૬

નગીનદાસ પારેખ [૪૮] ૨૦૯–૨૧૧

૧. પારસમણિ [૪૮] . . . ૨૦૯

ઇન્દુલાલ ગાંધી [૧૪] ૨૧૨

૧. મચ્છુ [૧૪] . . . . ૨૧૨

ટિપ્પણ ૨૧૩

## નરસિંહ મહેતો

### ૧

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમાં કુણ જાશે ?
ત્રણસે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા,
વડો રે ગોવાળિયો કુણ થાશે ? જાગને૦

દહીંતણાં દૈથરાં, ઘીતણાં ઘેવરાં,
કઢિયલ દૂધ તે કુણ પીશે ?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો,
ભૂમિનો ભાર તે કુણ લેશે ? જાગને૦

જમુનાને તીરે, ગૌધન ચરાવતાં,
મધુરી શી મોરલી કુણ વાશે ?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ રીઝીએ,
બૂડતાં બાંહેડી કુણ સા'શે ? જાગને૦

૨

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી,
સાધુ પુરુષને સૂઈ ન રહેવું,
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરિ,
એક તું એક તું એમ કહેવું. રાત૦

જોગિયા હોય તેણે જોગ સંભાળવા,
ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા,
વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રાત૦

સુકવિ હોય તેણે સદ્ગ્રંથ બાંધવા,
દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પૂછવું,
કંથ કહે તે તો ચિત્ત ધરવું. રાત૦

આપણે આપણા ધર્મ સંભાળવા,
કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામીને, સ્નેહથી સમરતાં,
ફરી નવ અવતરે નર ને નારી. રાત૦

૩

નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે;
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ મા ને બાપ રે;
ભગિની સુત દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપ રે;

પ્રથમ પિતા પ્રહ્‌લાદે તજિયો, નવ તજિયું હરિનું નામ રે;
ભરતશત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રીરામ રે;
ઋષિપત્ની શ્રીહરિને કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઈયે ન ગયું, પામી પદારથ ચાર રે;
વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સર્વ તજી વન ચાલી રે;
ભણે નરસૈંયો વૃન્દાવનમાં, મોહન સાથે મહાલી રે.

૪

પઢારે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બાંધી પાંજરું, મુખે રામ જપાવે.
પોપટ તારે કારણે, લીલા વાંસ વેડાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરું, હીરે રતને જડાવું.
પોપટ તારે કારણે, શી શી રસોઈ બનાવું;
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પીરસાવું.
પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસૈંયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો.

૫

જે ગમે જગતગુરુદેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે,
ઊગરે એક ઉદ્વેગ ધરવો. ટેક૦
હું કરું હું કરું એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જ્યમ શ્વાન તાણે;
સૃષ્ટિમંડાણ છે, સર્વ એણીપેરે,
જોગી જોગેશ્વરા કોઈક જાણે. જે૦

નીપજે નરથી તો, કોઈ ના રહે દુઃખી,
શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ, દષ્ટે આવે નહિ,
ભવન પર ભવન પર છત્ર દાખે. જે૦

ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા,
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં, જે સમે જે લખ્યું,
તેહને તે સમે તે જ પહોંચે. જે૦

સુખ સંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી કરી, નરસૈંયો એમ કહે,
જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું. જે૦

૬

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં,
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં.
નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી,
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી,
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી.
સીતા સરખી સતી નહીં, જેના રામજી સ્વામી,
રાવણ તેને હરી ગયો, સતી મહાદુઃખ પામી.
રાવણ સરીખો રાજિયો, જેની મંદોદરી રાણી,
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લૂંટાણી.

હરિશ્ચંદ્ર રાય સતવાદિયો, તારાલોચની રાણી,
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી.
શિવજી સરખા સતા નહીં, જેની પાર્વતી રાણી,
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી.
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી,
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસૈંને સ્વામી.

૭

જ્યાં લગી આતમા તત્વ ચીન્યો નહીં,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
મનુષ દેહ તાહરો, એમ એળે ગયો,
માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી. જ્યાં૦
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે,
શું થયું વાળલોચંન કીધે. જ્યાં૦
શું થયું તપ અને તીર્થ કીધા થકી,
શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી,
શું થયું ગંગજળ પાન કીધે. જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે,
શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટદર્શન સેવા થકી,
શું થયું વરણના ભેદ આણે. જ્યાં૦

એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા,
આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના,
રત્નચિંતામણિ જન્મ ખોયો. જ્યાં૦

૮

ભોળીરે ભરવાડણ હરિને વેચવા ચાલી;
સોળ સહસ્ર ગોપીનો વહાલો, મટુકીમાં ઘાલી. ભોળીરે૦
અનાથના નાથને વેચે આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઈ મોરારી. ભોળીરે૦
મટુકી ઉતારી માંહી, મોરલી વાગી;
વ્રજનારીને સેજે જોતાં, મૂર્ચ્છા લાગી. ભોળીરે૦
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા કૌતુક એ પેખે;
ચૌદ લોકના નાથને કાંઈ, મટુકીમાં દેખે. ભોળીરે૦
ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા અંતરજામી;
દાસલડાને લાડ લડાવે, નરસૈંનો સ્વામી. ભોળીરે૦

આંધળો સસરો ને સણુગટ વહુ, એમ કથા સુણવા ચાલ્યું સહુ;
કહ્યું કાંઈ ને સમજ્યાં કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું;
ઊંડો કૂવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સરવે ફોક.

*

હરિજનને ગ્રહ કહો શું કરે, જે ગ્રહ બાપડા પરવશ ફરે;
રવિ ભમંતો શશીનો ખે, રાહુ તો ધડવોણો વહે;
કાણો શુક્ર ને લૂલો શનિ, બૃહસ્પતિએ સ્ત્રી ખોઈ આપણી;
ગ્રહે નહીં ગ્રહ હરિ મુજ રહે, અખા હીન વચન કોણ વદે ?

*

તિલક કરતાં ત્રેપન ગયાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરીફરી થાક્યા ચર્ણ, તોય ન પહોંચ્યા હરિને શર્ણ;
કથા સુણીસુણી ફૂટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

*

એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ;
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત?

*

દેહદમન મૂંડાનું કર્મ, મૂરખ જાણે માંડ્યો ધર્મ;
પીડે પિંડને પેટને કાજ, કાયા કસી જાયે મહારાજ;
વિષે વલૂંધ્યો વ્યસની થયો, અખા આત્મપરિચે ગયો.

*

વૈષ્ણવ ભેખ ધરીને ફરે, પરસાદ ટાણે પત્રાળાં ભરે;
રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ઝાઝાં ખાય;
કીર્તન ગાઈને તોડે તોડ, અખો કહે જુવાનીનું જોર.

*

આભડશેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી;
બારે માસ ભોગવે એ બે, સૌને ઘેર આવી ગઈ રહે;
અખા હરિ જાણે જડ જાય; નહીં તો મનસા વાચા પેસી રે કાય.

*

પોતાનાં પડખાં નવ જુએ, હાડચામડાં મૂરખ ધુએ;
શુદ્ધ કેમ થાય જો ચામડું, મોટું માંહે એ વાંકડું;
હરિ જાણ્યા વિના ભૂલા ભમે, અખા પાર ન પામે ક્યમે.

*

ઈશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર;
મીઠાં મહુડાં માન્યાં દ્રાખ, અન્ન નહોય અન્નમાંની રાખ;
સોનામખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વહાણું વાય.

*

ભૂત પંચનો આ સંસાર, મૂરખ વહે તે વરણ અહંકાર;
ભાત ચલાવા વર્ણાવર્ણ, કોઈ મસ્તક હસ્ત કટિ ચર્ણ;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર, હરિનો પિંડ અખા કોણ ક્ષુદ્ર ?

*

વર્ણાશ્રમશું વળગે અંધ, જાણે એ માયાનો ફંદ;
લહેરે વળગ્યો કો નવ તર્યો, નિજ બળ આવ્યું તે ઊગર્યો;
હાડચર્મ કાં દેખે ભૂર, અખા બ્રહ્મ રહ્યો ભરપૂર.

*

ઊંચ ખરા તે ઊંચ ન જાણ; નીચ તે નોહે નીચ નિર્વાણ;
ઊંચમાં રામ બમણો નથી ભર્યો, અને નીચ પિંડ ઠાલો નથી કર્યો;
કહે અખો સ્વપ્નામાં બકયો, જેમ છે તેમ જોઈ નવ શકયો.

*

શું સમજ્યો ગુરુશરણે જઈ, જો ભ્રાંત છોત ઘરવાંસે રહી;
અજ્ઞાન તો રંચે નવ ગયું, વાધ્યો ભર્મ એ અદકું થયું;
અખા હલાવ્યો ઠાલો હલ્યો, એ સગુરાથી નગુરો ભલો.

*

તપ તીર્થ દાન વ્રત નેમ, ઘર બેઠાં તે પામે એમ;
સદ્વિચાર થડ જેણે ગ્રહ્યું, તેને શાખા પત્ર બારું નવ રહ્યું;
સદ્વિચાર વિણ કરે જે ઘણું, તે ધૂળ ઉપર અખા લીંપણું.

*

તપ તીરથ દેહ દમવા કાજ, જાણી ઉન્મત્ત આવે વાજ;
ફળ સંભળાવી કીધું ખરું, પણ હરિ મળવાનું કારણ પરહર્યું;
અખા એ સર્વ મનનો તોર, કોડી વટાવે નાવે મહોર.

*

કોઈ આળસ કોઈ ક્રોધે થયો, વાટે વેષ પહેરીને ગયો;
નહિ મહેનત વેઠે નહિ સાચ, વંદે વિશ્વ એ ફળ મહિમાય;
હરિને અર્થે અખા એક વિચાર, સમું પડે તેમ રહે સંસાર.

*

વેશ તણું રાખે અભિમાન, સામું તેણે થાએ જાન;
સંસારી મળ ધોવા કાજ, સાબુ મેલને દીધે વાજ;
અખા મેલ જો નવ નીકળે, તો મેલું તે કઈ પેરે ટળે.

*

કુબુદ્ધિ જીવ અને કપાસ, તે પીલ્યા વોણા નાવે રાશ;
તે માટે કહે છે ભગવાન, જાણે દેહદમને આવે સાન;
ધેન ઊછળતીને ડહેરો ગળે, અખા જો હરિ વળણે વળે.

*

અણુસમજ્યો જીવ ને બીજું ઝાંખરું, જ્યાં દેખે ત્યાં વળગે ખરું;
પ્રકૃતિ મળે તો ત્યાં તે અડે, નહિ તો પાછું વાટે પડે;
એમ અખા સઘળો સંસાર, ઝામરઝોલે કરે વ્યાપાર.

*

ગુરુ થઈ બેઠો હોંશે કરી, કંઠે પહાણ શકે ક્યમ તરી;
જ્યમ નાર નાનડી હવું પ્રસૂત, વળતી વાધે નહિ અદ્દભુત;
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તે મૂલગેથો ગયો.

*

પોતે હરિ નહિ જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ;
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી ચાલ્યો ઘેર આપ;
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવપાર.

*

તું તારું સમજીને બેશ, કાં ચોળે ડીલે પ્યારી મેશ ?
તુંબડું જ્યમ માંહેથું મરે, જે લઈ પેસે તે સૌ તરે;
તરુવર ફળ દેવા નવ જાય, અખા આવી જાચે તે ખાય.

*

પહેલો તું પરમારથ પ્રીછ, પછે ગુરુ થાવાને ઈછ;
પારો મૂવો તે રોગ નિર્ગમે, પછે ભોજન બહોળું તે જમે;
ત્યમ નિરાશે મલે નારાણ, અખા તું પહેલે એવું જાણ.

*

તું તારા મનમાંહી પ્રીછ, શાને મોટપ લે છે શીશ;
ઝીણું મળતાં મોટું થાય, મોટું કણકા થઈને જાય;
અખા વાત વિચારે વિધ્યે, રિદ્ય ઘણી તો રહે સંનિધ્યે.

*

આપે આપ પૂરણ બ્રહ્મ હરિ, પોત પસાર્યું રચના કરી;
ચૈતન્ય બ્રહ્મશલાનું ચિત્ર, ઋષિ જક્ષ માનવ પશુ પિતૃ;
થાય જાય એ માયાભેદ, અખા ચેતન નોહે ઉચ્છેદ.

*

અખો કહે હું ઘણુંયે રઝ્યો, હરિને કાજે મન આવટ્યો;
ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય, તોય ન ભાગી મનની દાઝ;
દરશન વેશ જોઈ બહુ રહ્યો, પછે ગુરુ કરવાને ગોકુળ ગયો.

*

ગુરુ કર્યા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
મન ન મનાવી સદ્ગુરુ થયો, પણ વિચાર નગરાનો રહ્યો;
વિચાર કહે પામ્યો શું અખા, જન્મ જન્મનો ક્યાં છે સખા?

*

બહુ કાળ હું રોતો રહ્યો, આવી અચાનક હરિ પ્રગટ થયો;
ત્રણ મહાપુરુષ ને ચોથો આપ, જેનો ન થાયે વેદે ઉથાપ;
અખે ઉર અંતર લીધો જાણ, ત્યારપછી ઊઘડી મુજ વાણ.

*

પરાત્પર બ્રહ્મ પરગટ થયા, ગુણદોષે તે ભિન્ના ગયા;
અચ્યુત આવ્યાનું એ એંધાણ, ચવ્યું ન ચાવે અખો અજાણ;
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે.

*

ગુણ જોઈ તે ગુરુને શોધ, જે ગુરુ આપે તત્વનો બોધ;
પશ્ને વળગ્યો હીંડે અંધ, આંખાળો નવ વળગે ખંધ;
સદ્‌ગુરુ વિણ ગળે બાંધી શલા, એમ અખા ભમ્યાં ભલભલા.

*

પ્રાપ્ત રામ કહે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યાં વરુ;
ધન હરે પણ ધોખો નહિ હરે, સંબંધ સંચારી સાચો કરે;
અખા શું સમજ્યો ગુરુ કરી, સચરાચર દીઠા નહિ હરિ.

*

જ્ઞાન વિના ભક્તિ નવ થાય, જેમ ચક્ષુહીણો જ્યાંત્યાં અથડાય:
તે માટે જ્ઞાની ગુરુ કરો, હરિ દેખાડે સભરો ભર્યો;
ગુરુ જ અખા નવ જાણે રામ, તે શિષ્યને શું આપે નામ ?

*

સાચો ગુરુ કેને નવ ભજે, જૂઠાથી કાંઈ નવ નીપજે;
રસાયન કેને નવ મળે, ધૂર્ત્ત વિત્ત લઈને પળે;
એ બે બેની સદાયે ખોટ, અખા નહિ મળે કોટાનકોટ.

*

સાચો ગુરુ જાણીજે જક્ત; કનક કામની નહોય આસક્ત;
બીજા સઘળા આળપંપાળ; ધનને અર્થે માંડે જાળ;
તેથી કહો તે શું નીપજે, અખા અંતર માયાને ભજે.

*

ગુરુશિષ્યની તો એવી વાત, શુદ્ધ પારસને સઘળી ઘાત;
શુદ્ધ પારસને જે જે અડે, તે તે કંચન થઈ નીવડે;
તે આદર કેનો નવ કરે, સહેજ ઐશ્વર્ય અખા તે ધરે.

*

ગુરુશિષ્ય કેરી સાંભળ જુક્ત, સ્વાત બુંદે જેમ જામે શુક્ત;
જેવે આદરે કરીને ગ્રહે, તેવું મુક્તા જામી રહે;
આદરવતને વચન જ ઠરે, જો અખા સદ્‌ગુરુ આદરે.

*

સ્વામી થઈને બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ;
શિષ્ય રાખ્યાનો શિર પર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર;
આશા રજ્જુને બાંધ્યો પાશ, અખા શું જાણે જ્ઞાનીની આશ.

*

દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો ત્યાં મણમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન મૂળગું તે ખોય.

*

સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણા પર ભાવ;
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરુ આચાર્ય જ કાણા થયા;
શાસ્ત્ર તણી છે એક જ આંખ, અખા અનુભવની ઊઘડી નહિ ઝાંખ્ય.

*

મુંડ મૂંડાવી હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ;
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ.

*

# પ્રેમાનંદ

## રાવણને ઠપકો

કર ઘસી કુંભકરણ બોલ્યો, ધૂણી પોતાનું શીશ;
ઘર ઘાલ્યું ભાઈ ઘેલડા, તેં દૂભવ્યા શ્રી જુગદીશ—
વીરા તુંને શું કહું રે.
બળિયા સાથે બાથ વીરા, તેં કાં દૂભ્યા રઘુનાથ—
વીરા તુંને શું કહું રે.
ત્રંબક લેતાં તાહરા રે, ચંપાણા વીશ હાથ રે;
કાઢી મૂક્યો તુંને રાઘવજીએ, થયો કૃતઘની લંકાનાથ. વીરા૦
સાયરજળ જેણે બાંધિયું રે, શલ્યા તારી પુષ્પ સમાનરે;
મેઘાડંબર સહેજે છેદિયું, તોય તુંને ન આવી સાન. વીરા૦
લક્ષ ઘરુણી ઘેર તાહરે, જેહનાં દરશન ઇચ્છે દેવ રે;
તો સીતાને શીદ લાવિયો, થયો વૃદ્ધને ન ગઈ કુટેવ. વીરા૦
જગત જીતી તેં જેર કીધું, ના જીત્યા ક્રોધ ને કામ રે;
શ્યામ કેશ ઉજ્જવળ થયા રે, તોય મન રહ્યું તારું શ્યામ. વીરા૦
ચંદ્ર વિના જેવી જામની રે, દીપ વિના જેવું ધામ રે;

ત્યમ વિભીષણ બાંધવ વિના, દીસે ઉજ્જડ લંકા ગામ. વીરા૦
પરનારી જેવી પાવકજ્વાળા, સાપણ વિખની વેલ રે;
જીવ લેશે તારો કુટુંબ સાથે, જઈ રામચરણે શીશ મેલ. વીરા૦
હું મરણ થકી બીતો નથી, પણ તું વેળાસર ચેત રે;
નહીં માને શીખ માહરી, જાશે જમપુર સ્વજન સમેત. વીરા૦
જો વાડીમાં બેસાડી જાનકી, તો લઈ આવ્યો કોણ કામ રે;
તુંથી સીતા નથી જિતાતી, તો ક્યમ જિતાશે રામ. વીરા૦
રાવણ કહે કુંભકરણનેરે, ભાઈ સાંભળ દુઃખની વાત રે;
જ્યારે દેખું હું સતી જાનકી, જાણું હોય એ આપણી માત. વીરા૦
જો સતી ત્યાગ કરે સમશાનમાં, તો હું બળું શબને સંગરે;
હાવે આજ કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ. વીરા૦

વલણ

લાગે કાલપ મુખ વિષે, જો નમું રિપુને પાય રે;
કુંભકરણ કહે ધન્ય તું, તારું મન જોયું મેં ભાઈ રે. ૧૨

## રણભૂમિ પર કુંભકર્ણ

રાવણનું દાઝ્યું અંતઃકરણ, તે જોઈ જુદ્ધે આવ્યો કુંભકરણ;
જેમ રાહુ તારા માંહે જાય, તેમ કુંભકરણ ગયો કપિ માંય.
ભયાનક ભાસે તે વિકરાળ, શું અરાડ પદ્મનો આવ્યો કાળ;
સેં પાંચસેંને કરમાં સાહે, કુંભકરણ મૂકે મુખમાંહે.
કરડે મરડે ભચરડે ભૂર, સત સહસ્ર કીધા વાનર ચૂર;
તાડે પછાડે ઉડાડે ગ્રહી. કરમાં આવ્યો તે છૂટે નહીં.

રુએ વાનરા પાડે રીર, તેનાં કાળજ કાઢી પીએ રુધિર;
કોને કક્ષાપટમાં ગ્રહી રાખે, કોને સમુદ્રમાં ઉછાળી નાખે.
વાટે દાટે ચરણે કરી, બહુ હંસ હરિના લીધા હરી,
માર્યા વાનર મર્કટ રીંછ, પડ્યા ઊગર્યાની ન પડે પ્રોછ.
વાનરની કાઢે નસજાળ, ગળે ઘાલે આંતરડાની માળ;
ચૂસે કંઠ ને ઘૂંટડા ભરે, મુખે રુધિર ઓઘરાળા ઊતરે.

એમ સેનાનો વાળ્યો દાટ, જોઈ રામચંદ્રને થયો ઉચાટ;
દૃષ્ટ ઓળખી રાઘવ તણી, સુગ્રીવ ધાયો રાક્ષસ ભણી.
ત્યારે કુંભકરણ અકળાયો ઘણું, બળ વાધ્યું રાય સુગ્રીવ તણું;
માર્યો સારથિ મહાપ્રચંડ, પાડયું છત્ર ભાગ્યો ધ્વજદંડ.
કુંભકરણ કીધો વિરથ, જય પામ્યો સુગ્રીવ સમર્થ;
વાનરમાં થયો જેજેકાર, કુંભકરણ કોપ્યો છે અપાર.

ધાયો રાક્ષસ પાળો પાયે, સહસ્ર કપિ મૂક્યા મુખ માંહે;
પેટમાં વાનર ફેરા ફરે, ઊછળે કૂદે હોંકારા કરે.
જઠરાગ્નિની પીડા હોય, ન પામે નીસરવા કોય;
કપિનું દુઃખ જાણી બળવાન, પાપીને હાથે ચડ્યા હનુમાન.
ગાજ્યો કુંભકરણ રાજાન, મુખમાંહે મૂક્યા હનુમાન;
થયો સેનામાં હાહાકાર, ગ્રાસ્યો દેખી પવનકુમાર.

રાક્ષસ-સાથ ગાજીને હસ્યો, ભાઈ વાડીવાળો રાયે ગ્રસ્યો;
વાલ્મીકજી વાણી ઓચરે, હનુમાનવીર શું પ્રાક્રમ કરે.
કુંભકરણની કુખ મોઝાર, આવી પડ્યા પવનકુમાર;
માંહોમાંહે વાનર અકળાય, નામઠામ પૂછે કપિરાય.
દુર્ગંધ વાસના મોટું પેટ, શેવાળભર્યો શું સાગરબેટ;
કૂખ જાળ આંતરડાં તણી, વીંટાય વાનરને પાયે ઘણી.

બીજા કપિને ગળતો જાય, ઉદરમાં ભીડ ઘણેરી થાય;
ટાળવા કપિવરનું સહુ દુઃખ, નખે હનુમાને ફાડી કૂખ.
ઉદરમાંહે અજવાળું થયું, નદીપેં શોણિત અદકું વહ્યું;
જ્યમ મોટા ઘરને બારી છજું, ત્યમ કૂખે પાપીને છિદ્ર જ ભજ્યું.
તે વાટે વાનર નીસરી જાય, તે નથી જાણતો રાક્ષસરાય;
અંતે નીસર્યો પવનકુમાર, થયો વાનરમાં જેજેકાર.

કુંભકરણ ધાયો રણમાંય, જુધ કરતાં સાહ્યો સુગ્રીવ ત્યાંય;
જ્યમ કુંજરને સાહે કેસરી, ત્યમ રાક્ષસ ચાલ્યો પાછો ફરી.
સહુ વાનરસેના પૂઠે થઈ, પડે માર પણ મૂકે નહીં;
પછે લઘુલાઘવી વિદ્યા કરી, સુગ્રીવરાય નાઠો નીસરી.
બેઠો મસ્તક ઉપર દેઈ હાક, કુંભકર્ણનું કરડયું નાક;
હાથે કરીને ખૂંટે બેઉ કાન, નાઠો વાનરપતિ બળવાન.

કરૂપો રાજાને કપિએ કર્યો, તે લજ્જા પામીને પાછો ફર્યો;
રુધિરધારા ખળકે અતિ, જાણે ધાતુ ઝરતો ગિરિપતિ.
ઘણા કપિ મૂકયા મુખમાંય, તે કાન નાકેથી નીસરી જાય;
દશ લક્ષ કપિ કીધા નિપાત, પછે સન્મુખ આવ્યા રઘુનાથ.
ઘણું જુધ કીધું શ્રીહરિ, પદબંધ કહું સંખેપે કરી;
કુંભકરણનો જોઈ અહમેવ, ગુપ્ત રામને સ્તવે સઉ દેવ.

પ્રલ્લે રૂપ કીધું રઘુનાથ, કુંભકરણના છેદ્યા હાથ;
પાટુ મારવા ધાયો રાય, ત્યારે રામે છેદ્યા બેઉ પાય.
છેદ્યું મસ્તક મેલી બાણ, રાક્ષસ માંહે પડયું ભંગાણ;
મસ્તક પડતાં કંપી ધરા, લંકા કોટના પડયા કાંગરા.
કંપન અતિકંપન બેઉ બળવંત, હનુમાને તેહનો આણ્યો અંત;
લક્ષ્મણે માર્યો ત્યાં અતિકાય, મહોદર માર્યો મંત્રીરાય.

વલણ

મહોદર મંત્રી પડ્યો, થયો રાવણ વિગ્રે ચિત્તરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે જુદ્ધે ચઢ્યો ઇંદ્રજીતરે.

૨

## જસોદાનો વિલાપ

મારું માણુકડું રિસાયું રે શામળિયા
તારા મનમાં એ શું આવ્યું રે શામળિયા;
હું અપરાધણ માતાને મૂકી શા માટે ઝંપાવ્યું રે
શામળિયા—મા૦ ૧

કાલિંદીનું કાળું પાણી, માંહે વસે કાળો કાળી;
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળી રે
શામળિયા—મા૦ ૨

સંતાનરૂપી મોટું ધન તે, કરમે લીધું લૂંટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડ્યું કેમ છૂટી રે
શામળિયા—મા૦ ૩

પુત્ર પામી હું છેલ્લે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી;
નીપનો રસ ઢળી ગયો, હું વિજોગઆગે બાળી રે
શામળિયા—મા૦ ૪

નાકે મોતી પાયે ઘૂઘરી, મોર મુગટ શિર ધારી;
ફરી રૂપ હું ક્યાંથી દેખું, હરિ આવે ગૌ ચારી રે
શામળિયા—મા૦ ૫

કાને કુંડળ મુખમાં મોરલી, સાંજે ગોકુળ આવે;
ભૂખ્યો છીં કહી પેટ દેખાડે, મા કહી મુને બોલાવે રે
શામળિયા—મા૦ ૬

પીત પિછોડી કાછ કછે, મુજ કને નેતરું માગે;
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે રે
શામળિયા—મા૦ ૭

તું પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળસખાની કોણ વલે, આ ગાયો હીસી હીસી મરશે રે
શામળિયા—મા૦ ૮

ઊંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ પૂતળી તારે, રમકડે કોણ રમશે રે
શામળિયા—મા૦ ૯

કાંઈ તું ગયો ને હું જીવું છું, ઓછા સગપણ માટે;
સાચું વહાલ તો તાંહાં જણાએ, સાંભળતાં હૈડું ફાટે રે
શામળિયા—મા૦ ૧૦

કાષ્ટપેં પાષાણ કઠણ છે, તેપેં કઠણ છે લોહું;
વજ્રતુલ્ય છે કાળજ મારું, લોકોને શું દેખાડું મોહું રે
શામળિયા—મા૦ ૧૧

તેં મખાંતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઈ આવ્યું;
ઊખળનું બંધન આજ સાંભર્યું, તે માટે ઝંપાવ્યું રે
શામળિયા—મા૦ ૧૨

નંદ જશોદા ગાય ગોવાળા, વ્યાકુળ વ્રજની નારી;
ચાર ઘડી પૂઠે સર્વે પડજો, હળધર રાખે વાળી રે
શામળિયા—મા૦ ૧૩

૩

## વર્ષાશરદ વર્ણન

ગોવિંદચરિત્ર કહે ગર્ગજોગી, સાંભળીએ ભૂપાળ જી;
અદ્ભુત લીલા વૃંદાવનની, વરણું વર્ષાકાળ જી. ૧
શ્રીગોકુળમાં ગાજી ગાજી, વરસે છે વરસાદ જી;
તેવામાં ગૌધેન ચરાવે, રામકૃષ્ણ બે બ્રાત જી. ૨
ગાજે ઘન વીજળી બહુ ચમકે, થાય અંધારું ઘોર જી;
હંસ ચાતક બોલે બપૈયા, નાચે કળા કરી મોર જી. ૩
અમૃતસ્વરે કોકિલા બોલે, ભ્રમર કરે ગુંજાર જી;
અભ્રઘટાને દેખી નાસે, વચ્છ કરે હીંસાર જી. ૪
આદિત ઉડુગણ ઇંદુ આચ્છાદ્યા, વાદળી ગઈ સર્વ વ્યાપી જી;
અનંત જંતુ ઉદયા અવનીમાં, સૃષ્ટિ વિધિએ થાપી જી. ૫
કીટ પતંગ પ્રાણી પંચવરણાં, મંડૂક કરે મુખ શોર જી;
લીલાં તૃણ થયાં અવનીમાં, ઉદ્યા દ્રુમ અંકોર જી. ૬
નવીન પત્ર કુસુમ નાનાવિધ, નદીએ આવ્યાં પૂર જી;
નદીતટ ઊભા ગોવાળા તે, વાય વેણુ મધુર જી. ૭
કાદવે મારગ પુરાણા, વેપારીએ મૂક્યા વેપાર જી;
આશ્રમ કીધા સંન્યાસીએ, એક સ્થળ રહેવું માસ ચાર જી. ૮

નાના વ્રત કરે સૌ નારી, તાપસ બેઠા માળે જી;
શ્રવણ કીર્તન પૂજન પ્રતિમા, વર્ણાશ્રમધર્મ પાળે જી. ૯
દુગણાં દૂધ કરે છે સુરભિ, ચરે લીલાં તૃણ જી;
કરે જેષ્ટિકા વાળે લંગોટી, વન જાય અશરણ શરણ જી. ૧૦
ઝડી કરી વરસે મેઘલિયો, નયણે સૂરજ ન સૂઝે જી;
વૃક્ષ તળે ઊભા અવિનાશી, ટાઢે થરથર ધ્રૂજે જી. ૧૧
ઉપર જળ તળે જળ વહે છે, નથી બેસવાનો ઠામ જી;
પલાશપત્રના ટોપ કરી ધરે, મસ્તક કેશવ રામ જી. ૧૨

સાંજ સમે આવે શ્રીગોકુળ, પૂરભર્યાં વહે નાળાં જી;
કોતરે તૂમડાં કટિએ બાંધી, ગોપુચ્છ વળગે ગોવાળા જી. ૧૩
શામળિયાને સામા આવે, તારા લેઈ નંદરાય જી;
સંસારતારણ બીએ નદીમાં, જોઈને મૂકે પાય જી. ૧૪
કોટિક કૌતક કરે કમળાવર, શુણ પરીક્ષિત રાજંન જી;
એ તો વર્ષાકાળની કહી લીલા, કરું શીતકાળ વરણંન જી. ૧૫

વર્ણવું શોભા શરદકાળની, આવ્યો આશ્વિન માસ જી;
તિમિર નિવર્ત્યું અભ્રઘટાનું, થયું નિર્મળ આકાશ જી. ૧૬
પ્રગટ ઉડુગણ ઇંદુ ભાસે, મહાજ્યોતિ કરે માર્તંડ જી;
રવિકિરણે પંક સૂકવ્યા, નિર્મળ કીધા નવખંડ જી. ૧૭
નિર્મળ જળ થયાં સર્વ સરિતનાં, પોયણ પંકજ ઊઘડિયાં જી;
ઉત્પત્તિ થઈ મુક્તાફળની, સ્વાતિબિંદુ બહુ પડિયાં જી. ૧૮

પર્ણકુટિ તજી ઊઠીને ચાલ્યા, તીર્થ કરવા સંન્યાસી જી;
આગિયા ઊઘડ્યા કાદવ સૂકયા, ઘર લીંપે પુરવાસી જી. ૧૯
નૌકા મૂકી સમુદ્ર માંહે, વેપાર કરે વેપારી જી;
વિવાહકર્મ કરે વર્ણ ચારે, ગીત ગાય શુભ નારી જી. ૨૦

જગ્ન હોમ થાય વેદાધ્યયન, દાન આપે દાતાર જી;
ભક્ત મુકાએ માયાથી જેમ, અભ્રથી મુકાયો સૂર જી. ૨૧
વૈષ્ણવે મહોચ્છવ કીધો, શૃંગાર્યાં દેવસ્થળ જી;
નવાં અન્ન આવ્યાં નાનાવિધ, નવાં કુસુમ ને ફળ જી. ૨૨
વેપારીએ ગ્રામાંતર કીધાં, પરવરિયા પરદેશ જી,
એ શીતકાળ તણું છે વર્ણન, લીલા શ્રીહૃષીકેશ જી. ૨૩

૪

## હૂંડી

જેને વેદપુરાણે વખાણિયો રે,
 મારો વહાલોજી થયો છે વાણિયો રે;
એના આગમની ગત છે ઊલટી રે,
 મારો નાથ થયો નાણાવટી રે. ૧

વહાલો ગોમતીજીના ઘાટમાં રે,
 મળ્યો તીરથવાસીને વાટમાં રે;
વેશ પૂરો આણ્યો મારે વહાલે રે,
 નાથ ચોટાની ચાલે ચાલે રે. ૨

છે અવળા આંટાની પાઘડી રે,
 વહાલાજીને કેમ બાંધતાં આવડી રે;
દીસે વાણિયો ભીને વાન રે,
 એક લેખણ ખોસી છે કાન રે. ૩

હસતાં ખાડા પડે બહુ ગાલ રે,
મોટું કપાળ જાણીએ ઢાલ રે;
અધરબિંબ જાણો પરવાળી રે,
મોટી આંખ દીસે અણિયાળી રે. ૪

બે કાને કુંડળ ઝળકે રે,
નાસિકા તે દીવાની સગ રે;
દીસે દાંત રૂડા હસતા રે,
હીરા તેજ કરે છે કસ્તાં રે. ૫

ત્રિકમજી વણિકની તોલે રે,
નાથ ઉતાવળું ને બોબડું બોલે રે;
સોનાની સાંકળી ને કંઠે દોરો રે,
કેડે પાટીવાળો કંદોરો રે. ૬

ઝળકે ધનરેખા હથેળીમાં રે,
આંગળીએ વીંટી ને વેઢિયાં રે;
સાદો એક વાઘો પહેર્યો છે હરજી રે,
એનો સીવનારો કોણ દરજી રે. ૭

સેલું કેડે બાંધ્યું એવડું રે,
ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડું રે;
કરે હીંડતાં હાથના લટકા રે,
સાદી દોરીના કેડે પટકા રે. ૮

પટકે લટકે કુમતડાં જ્યોત રે,
કેડે ખોસી પીતળની દોત રે;

કિયાં કિયાં તે કૌતક ભાળીએ રે,
ઠાલી ગાંઠ વાળી બે ચાર ફાળિયે રે. ૯

એક ઓઢી પછેડી ખાંધે રે,
નાથ દુંદાળો ને મોટી ફાંદે રે;
વસ્ત્ર પહેર્યાં તે પાંચે સોજાં રે,
પાયે પહેર્યાં તે સુંદર મોજાં રે. ૧૦

કાંઈ વાઘો બિરાજે કેશરી રે,
બન્યા મોટા પારેખ લખેશરી રે;
મારો નાથજી નીચે ખામણે રે,
ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણે રે. ૧૧

સાથે વાણોતર છે સાત રે,
ઓદ્ધવ ને અક્રૂર ભ્રાત રે;
હનુમાન વિદુર ગરુડ રે,
ભક્ત સુદામો દીસે દીન રે. ૧૨

પારથના હાથમાં પાન રે,
આગળ જયેષ્ટિકાદાર હનુમાન રે;
ચમ્મર સુદામાએ ગ્રહી રે,
છે વિદુરના હાથમાં વહી રે. ૧૩

બોલી બોલે પ્રભુ તોતળી રે,
ઉદ્ધવને ખાંધે કોથળી રે;
એમ આવ્યા શામળા અવિનાશી રે,
તે જોઈ રહ્યા તીરથવાસી રે. ૧૪

એ તો કોઈ પારખ દીસે નવો રે,
　　આપણા અર્થ સરશે હવો રે;
કાંઈક ભારે માણસ ભાસે રે,
　　ભલા વાણોતર છે પાસે રે. ૧૫

હીંડે સહુને શીશ નમાવતા રે,
　　દીસે પૈસાદાર કોઈ પામતા રે;
એ તો કારણરૂપ કંઈ મળિયું રે,
　　એને દર્શને દુખડું ટળિયું રે. ૧૬

હૂંડીવાળા એમ વદે વાણી રે,
　　મળ્યું શામળે અંગે એધાણી રે;
આઘા આવીને પાછા શાણી રે,
　　તેના મનની વારતા જાણી રે. ૧૭

બોલ્યા પોતે તે શારંગપાણિ રે,
　　કાંઈક ઓછી લજ્જાથી આણી રે;
તીરથવાસી બોલ્યા શિર નામી રે,
　　જૂનેગઢથી આવ્યા છીએ સ્વામી રે. ૧૮

અમે જૂનેગઢથી આવ્યા રે,
　　નરસૈંયાની હૂંડી લાવ્યા રે;
જ્યારે સાંભળ્યું નરસૈંનું નામ રે,
　　ત્યારે ધાઈ ભેટ્યા શ્રીશ્યામ રે. ૧૯

ભર્યાં આંસુ નેત્રાંબુજે રે,
　　હૂંડી લીધી તે ચતુરભુજે રે;

જ્યારે અક્ષર ઓળખ્યા નાથે રે,
હૂંડી ચાંપી તે હૈડા સાથે રે. ૨૦

હૂંડી વાંચી તે વહેલી વહેલી રે,
શ્રીહરિએ તે હૂંડી ઉકેલી રે;
શુભ નગર દ્વારામતી રે,
જ્યાં વસે છે જાદવપતિ રે. ૨૧

પેર કરજો દીનદયાળ રે,
છો ગૌબ્રાહ્મણના પ્રતિપાળ રે;
સર્વે ઉપમાજોગ શ્યામ રે,
નાથ નાણાવટીમાં નામ રે. ૨૨

પરમારથ કરો તતખેવ રે,
શેઠ શામળશા વાસુદેવ રે,
છે જૂનાગઢમાં વાસ રે,
તે તો પ્રભુજી તમારો દાસ રે. ૨૩

લખી હૂંડી નરસૈંયો સેવક નામ રે,
હૂંડી શિકારજો તમે શ્યામ રે;
એક ઘડીનો કરશો ઉધારો રે,
તો જાશે કાર અમારો રે. ૨૪

છે મોટા શેઠનું ધામ રે,
રાખો વાણોતરનો વિશ્રામ રે;
લખી હૂંડીમાં એંધાણી રે,
નાથ આપીને પીજો પાણી રે. ૨૫

ધનના તીરથવાસી ધણી રે,
　　વિનતિ થોડામાં છે ઘણી રે;
એવું લખવું પડ્યું શાને રે,
　　મસ્તક ધુણાવ્યું ભગવાને રે. 26

અમે નરસૈંયાના કહેવાઉં રે,
　　જ્યાં નરસૈંયો વેચે ત્યાં વેચાઉં રે:
આવું લખવું નહોતું લેશે રે,
　　રૂપૈયા આપત હું સંદેશે રે. 27

કહે જાતરાળુને અવિનાશ રે,
　　રૂપૈયા આવ્યા મુજ પાસ રે:
તમે શોધતા ફરો તે શુંય રે,
　　ભાઈ શામળદાસ તે હુંય રે. 28

નરસૈંયો વાણોતર મુજ જાણો રે,
　　આ નગરમાં રહું છું છાનો રે:
કરું વૈષ્ણવજનની સેવા રે,
　　મુને ઓળખે છે નરસૈંયાના જેવા રે. 29

મેં તો બીજી વિધિ છાંડી રે,
　　મેહેતાને પુણ્યે કોથળી માંડી રે:
પરિવાર જીવે શામળશાહનો રે,
　　તે તો આશરો નરસૈંયાનો રે. 30

છોડી કોથળી કરુણા કરી રે,
　　કાઢ્યા રૂપૈયા તે મૂઠી ભરી રે;

જોવા મળ્યાં ચઉટાનાં લોક રે,
ગણી આપ્યા રૂપૈયાના થોક રે. ૩૧

સો ઉપર આપ્યા મહારાજ રે,
તે તો ખરચખૂટણને કાજ રે;
નરસૈંયાને વિનતિ કહેજો મારી રે,
કાગળ લખજો કહે દેવ મોરારી રે. ૩૨

વલણ

મોરારીએ કાગળ લખ્યો, અંતરમાં છે આનંદ રે;
કેવો વિવેક કરે વહાલો, કહે વિપ્ર પ્રેમાનંદ રે. ૩૩

## ૫
## સુભદ્રાની ભાભીઓ

એવી વાત સર્વે વિચારી રે, ગઈ નણંદી મંદિર નારી રે
માતાને ઘેર ગયા મોરારી રે, ત્યારે ટોળે મળી સર્વે નારી રે
જો એ ચોરી કીધી અમારી રે, જોઈએ શું લાવ્યા ગિરિવરધારી રે
આવ્યાં સુભદ્રાની પાસ રે, જ્યારે બહાર પધાર્યા અવિનાશ રે
ત્યારે નણંદ થયાં પ્રસન્ન રે, આપ્યાં સોળ સહસ્ર આસંન રે
પછે સુભદ્રા હરખે પૂછે રે, ભાભી સર્વે આવ્યાં કારણ શું છે રે
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં રુકિમણી રાણી રે
આવ્યાનું થાનક જે અમારું રે, તે તો બાઈ ભવન તમારું રે
અમો ભાભી સોળ હજાર રે, તેને તમારો છે આધાર રે
જ્યારે તમે જાશો સાસરડે રે, શું આપશો વસુદેવ ઘરડે રે

સાસરવાસો સર્વે ભોજાઈ રે, કરવા ઇચ્છે તમને બાઈ રે;
એમ સરખું કાંઈ કામ દેજો રે, મન ગમે તે માગીને લેજો રે.
જ્યારે એમ કહ્યું મુખથી રામા રે, ત્યારે બોલ્યાં છે સત્યભામા રે;
આપણને એથી અધિક કંઈ નહીં એ રે, દૂધ છે તોય એ ને એ દહીં યે રે.
આપ્યાનો તે શો છે ઉધારો રે, બાઈજી આ લોની હાર મારો રે;
આપણ ક્યાં ખરચીશું ગર્થ રે, સાસુ નણંદ એ મોટું તીર્થ રે.
આપ્યો હાર તે સત્યભામા સતી રે, ત્યારે ઊઠ્યાં જાંબુવતી રે;
આ પહેરો સુભદ્રાજી ચીર રે, ચિત્રવિચિત્ર ભર્યું છે હીર રે.
રુકિમણીએ કીધું મન બહોળું રે, આપ્યું પહેરવા હીરનું પટોળું રે;
એક કહે લ્યો સુભદ્રા બહેન રે, આ માળા લ્યો આપી મોહન રે.
કેણે આપ્યાં કંકણ ને ચૂડી રે, નણદી કહે ભાભીઓ રૂડી રે;
ધોળા સાળુ છાંટ્યા કેશર રે, મોટાં મોતી નાકે વેસર રે.
કો જોઠ આપે અણવટની રે, કો છોડે કટિમેખલા કટની રે;
કલ્લાં કાંબી ને ઝાંઝરિયાં રે, નણંદને ભાભીએ અર્પણ કરિયાં રે.
ભાભીની દીઠી રૂડી દ્રષ્ટ રે, સુભદ્રા થયાં તાંહાં ગર્વિષ્ટ રે;
આભ્રણ આપ્યાં એમ સર્વે રે, ત્યારે બોલ્યાં સુભદ્રા ગર્વે રે.
આજ હું ઘણી માનીતી મોટી રે, ઘણી ભાભીની નણંદ પનોતી રે;
આજ ભાભી પરોણાં રહીએ રે, વળી કામ એમ સરખું કહીએ રે.
જેવાં કરશો તેવાં થઈશું રે, વહાલી વાત તે તમને કહીશું રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં તે રુકિમણી રાણી રે.
કહું છું કહો સુભદ્રા બાઈ રે, આજ આવ્યા હુતા તમારા ભાઈ રે;
પેટી હતી તે ભિયા કને રે, આવીને તે આપી છે તમને રે.
તે પંજરમાં એવું શું છે રે, ભાભીસાથ સૌકો પૂછે છે રે;
આપણે બોલવું ચાલવું શાનું રે, એને જોઈ જાવું છે છાનું રે.

માટે ઉઘાડો પંજરનું તાળું રે, અમો વેગળી રહીને નિહાળું રે;
નણંદે જીભ કરડી ત્યાં દંત રે, ભાભી કોપશે તમારો કંથ રે.

જાણો છો ત્રિકમની ટેવ રે, અગ્નિકટકો છે કૃષ્ણદેવ રે;
સુભદ્રા કહે કેમ કીજે રે, વિઠ્ઠલે વારી છે, તે તો ઘણું ખીજે રે.

મને સોંપી છે જદુનાથે રે, તમે જુઓ ઉઘાડી હાથે રે;
ઓ ઉપર મૂકી છે કૂંચી રે, મોહને મૂકી છે તે ઊંચી રે.

શું જાણીએ કે ઘો છે કે સાપ રે, તેને દેજો તમે જબાપ રે;
ત્યારે સત્યભામા ત્યાં પૂછે રે, બાઈ આવડું બીઓ છો તે શું છે રે.

જો તમ ઉપર કોપે શ્યામ રે, ત્યારે મારું તમે લેજો નામ રે;
જો હરિ દેખાડે મુને બળ રે, રૂડી પેરે ઉતારું ઝાકળ રે.

ત્યારે બોલ્યાં તે જાંબુવતી રે, એક મેં વિચારી છે મતિ રે,
આપણ અધરી પ્રતિજ્ઞા કીજે રે, કોઈ બહાર જઈ વાત ન કીજે રે.

વલણ

ન કીજે વાત વિઠ્ઠલની ચોરી, જાંબુવતી એમ ઉચરે રે,
સંજય કહે સાંભળ ધૃતરાષ્ટ્ર, પછે શામા સમ કેવા કરે રે.

ઢાળ

જાંબુવતી કહે બહાર જઈને, કરે પિંજરની વાત;
તેને માથે ભાર એટલો, નહીં પિતા કેરી જાત.

પછે સુભદ્રાના હાથમાં તે, આપ્યાં સત્ય વચંન;
વસ્ત્રઆભૂષણે મોહી રહી, માન્યું માનુની મંન.

ચાલી સુભદ્રા પિંજર પાસે, કૂંચી કરમાં સહાઈ;
એકલીએ તાળું ઉઘાડિયું, જુએ વેગળી રહી ભોજાઈ.

દ્વાર બેહુ જૂજવાં કીધાં, અળગો કરી અહંકાર;
માંહે મૃત્યુક મોટું દીઠું, ત્યારે હશી રાજકુમાર.
અહીલોચનનો પ્રાણ રહ્યો'તો, વળગી પેટીપાસાં માંહે;
હસતાં હંસ જ હરખે પેઠો, હરિભગિની ઉદર માંહે.
અબળાને ગર્ભ છે અર્જુનનો, તેહને થયા છે પંચ માસ;
તે પિંડ માંહે પાપી પરાણે, સદ્ય પૂર્યો વાસ.

તે જીવ વિમાસે અહીલોચનનો, હું આવ્યો હરિને ઘેર;
ન થાઉં પ્રસવ મરે સુભદ્રા, વળે પિતા કેરું વેર.
પછે કૃષ્ણકામનીએ કૌતક કીધું, મરકલડે મુખ તાણ્યું;
જુઓ કમાઈ આપણા કંથની, જે મડું મશાણથી આણ્યું.

તાળી દઈ હસ્યાં માંહોમાંહે, સર્વમાં સત્યભામા ડાહ્યાં;
ભાઈએ હેત કીધું ભગિનીને, અવિલોકે અભડાવ્યાં.
પીતાંબરનો પાલવ ઢાંકી, પ્રભુએ પિંજર આણ્યું:
મારે મંદિર શે ન આવ્યા, મેં ત્યારથી કૌતક જાણ્યું.

મુખ મરડીને તાણે સરકડાં, કરવા લાગી ઠીંગાઠોળી;
સુભદ્રાને વીંટી વળીઓ, સોળ સહસ્રની ટોળી.
રુક્મિણી કહે બાઈ મારે મંદિર, ટબકલી છીંટ છે આચ્છી:
તે તમને હું આપીશ બાઈ, પટોળી આપોની પાછી.
જાંબુવતી કહે બત્રીશલક્ષણો, બાઈ તમારો વીર;
તે જાણે તો મુને ઠાર મારે, માટે આપો મારું ચીર.
સાંસતાં રહી સત્યભામા બોલ્યાં, હાથ દઈને ગાલે:
આજ તો હાર લાવોની પાછો, જોઈએ તો આવજો કાલે.

એક કહે આપણું નહીં રાખે, શું એ ભિયા છે ભિખારી;
હસ્તિનાપુરમાં કેમ જાશે, અંગૂઠી પહેરી મારી.
એક કહે એ ભિયાને આપતાં, આપણું હૈડું હીસે;
પાછું લઈએ એટલા માટે, જે પિંહેરમાં વરણાગી છે.
માન દઈ અપમાન માંડયું, જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું, ભાભીએ લીધું તાણી.
ખડખડતાં સુભદ્રા બોલ્યાં, હું ઘણી માનું મોટી;
હવે સાલ્લા સોતી જવા ઘો, ભાભીની ભાવજ પહોંતી.

વલણ

પહોંતી ભાવજ ભાભીઓ, એમ નણંદે ટચકો ચોડીઓ રે;
લટપટ કરીને વસ્ત્ર લીધાં, પછે આપ આપને મંદિર દોડીઓ રે.

સામળ

## ૧

### અંગદવિષ્ટિ

રામ— અંગદકું કહે રામ, કામ કરનેકું જાઓ;
રાવનસેં કર બાત, વિષ્ટિ કર બેગે આઓ.

અંગદ–કહે અંગદ કર જોરકે, નિર્ગુનસો કહા નેહ:
કહા અગર ખર કાકકું, જૈસા ઊખર મેહ.

રામ—સો બાતનકી બાત યે, મોકું સુખ મિલાઓ;
તો અંગદ તુમ લંકમેં, બિષ્ટિ કરને જાઓ.

અંગદ–કહો લ્યાઉં દશ શીશ, બાંધી લ્યાઉં સબ ધીરસું;
કહો તોડું ગઢ બંક, નાખું લંક સબ નીરસું.

રામ—બેર બેર મેં કા કહું, અંગદ તુજસેં આપ;
ગુન્હો તકસીર દશકંધકો, મેલ કરો તુમ માફ.
લંક બાળવી નવ પડે, રૈયત નવ લૂંટાય:
શત ગાયોનાં શિંગડાં, તેથી ટાઢાં થાય.

અંગદ—હુકમ હોય હજૂરી કેરો, શોષી નાંખું બાધો સાયર;
હુકમ હોય હજૂરી કેરો, મહા કામ કરવા છું માયર;
હુકમ હોય હજૂરી કેરો, જુદ્ધે જોર કરું હું જાહર;
કાસદ કામ સોંપ્યું ક્યમ મુજને, છેક મુને કેમ કીધો કાયર.

રામ—કાયર તુજને ક્યમ કહું, સાયર શૂર સરદાર;
જાહર છો મહા જોદ્ધમાં, અપરંપાર અપાર.

અંગદ—કહો તો ગઢ લંકના સહસ્ર કટકા કરું,
ઢંઢોળીને કરું ધૂળધાણી,
કહો તો હું સાત સાગરજળ શોષીને,
આળપંપાળ કરું પૂરપાણી;
કહો તો રાક્ષસ બધા રોળી નાખું વળી,
જો વદો વદન મહારાજ વાણી,
કહો તો દશકંધનું દેહવટ વાળીને,
રોવરાવું બધી રાવરાણી.

રામ—રામ કહે સાંભળ રે અંગદ, પર્મબુદ્ધિ હમણાં તો ધારો;
કહ્યું કરશે નહીં એ હંકારી, ભારે સર્પતણો છે ભારો;
સોગટી નામે માર કહું નહિ, મોટા વાંક ન કાઢે મારો;
પાપી પહેલ કાઢે આગળથી, પૂંઠે રાજ તમારો વારો.

અંગદ—રાજ તમારે મુખ ક્યમ બોલું,
જાણે હુકમ થયો તે જવાયું;
ગુણહીણો દેશે મુખ ગાળો,
ભાંડ બોલશે એહ ભવાયું;
શત્રુવચન ક્યમ સાંખી રહીશું,
તેહ દુખે મુજ તંન તવાયું;

સામળ સ્વામી કહો તે કહીએ,
લક્ષવસા એ વચંન સવાયું.

રામ—સામદ શૂર સાબાશ, વખાણુ કરું શાં વાતે;
હેતે મૂકચો શિર હાથ, રીઝ થકી રઘુનાથે;
મમત ન મૂકશો માન, નૃપતિને ન કરો નમણાં;
ગુણહીણો દે ગાળ, બોલ કહેજો ત્યાં બમણા;
વળી સામ દામ ભેદ કરી, વિષ્ટિ વધારી વાધજો,
મૂરખનું મન માને નહીં, શૂરપણું ત્યાં સાધજો.

કવિ—અંગદ હરખ્યો મંન, હવે મન માન્યું મારું,
ગમતી કરશું ગોઠ, ધીયમાં જેતી ધારું;
સવાયે દોઢ શત સહસ્ર, વાદ કરંતાં વાધે,
રઢિયાળો રાવણ રાય, શત્રુવટ શોભિત સાધે;
પછે પરાક્રમથી પ્રાજે કરું, અંગદે વિચાર્યું અંકમાં,
સામળ કહે સેવક રામનો, જઈ લૂટ પડાવું લંકમાં.
ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રીરામ;
પોતે આવ્યો પાંસરો, જ્યાં રાવણનું ધામ.
હાલક હુલક ત્રાસ, પડયો ડોઢી ને ડેઢી,
બુંબારવ ચોપાસ, વિકટ વાટો જ્યાં ટેઢી.
પ્રાજે કીધા પ્રતિહાર, દ્વાર ઉઘાડી ધાયો,
પાંત્રીશ શીશ કરમાંય, અતિ અહંકારી આયો.
તે જોદ્ધા સહુ જોઈ રહ્યા, કર ઊંચો કો નવ થયો,
સામળ કહે સેવક રામનો, તે ધાહડમલ ઘરમાં ગયો.
વાત ગઈ બહુ વેગથી, રાવણ રાય હજૂર;
પ્રતિહાર પાંત્રીશું મારીને, આવ્યો વાંદર શૂર.

અધિપતે મન વિચારિયું, આવ્યો એ હનુમાન;
કનકપુરી ઘડી એકમાં, બાળી કીધું નામ.
મનમાંહે વિચારીને, કીધી વિપરીત વાત;
ઊછળ્યો સિંહાસનથકી, ઘડવા તેનો ઘાટ.
સભા મધ્ય બંધન કરી, કોટ રચ્યો તે દિશ;
નીચો થઈને આવશે, નમાવશે પછી શીશ.
અંગદ જ્યાં આગળ ગયો, ખિડકી જોઈ દૃષ્ટ;
રામ અરિને શું નમું? મનમાં પામ્યો કષ્ટ.
ક્રોધ કરીને કૂદિયો, કરી જોર અપાર;
કોટ ઓળંગી હૂલકિયો, ગયો સભાને ઠાર.
આભ અવનિ એકત્ર કરી, કીધો હુલકાપાત;
અંગદ ઊતર્યો આકાશથી, ગર્જ્યો કડકડાટ.
દિગ્મૂઢ થયા સહુ દેખતાં, દીઠો કૃતાંત કાળ;
પર્વત સરખો પ્રચંડ નર, ફરીને દીધી ફાળ.
દશકંધને દુઃખ મનાવવા, અધિપત ઓળખવા એન,
ઇષ્ટ ભારી અંગદો તિહાં, વદ્યો વિપરીત વેણ.

અંગદ—રામચંદ્રની નાર સીતા સતી માતા મોરી,
દૈત્ય દાનવ કો દુષ્ટ, ચંડાળ કરી લાવ્યો ચોરી;
દયાનિધિ દાતાર, ધર્મ હજુ મનમાં ધારે,
પાછી આપે જો સીત, તો એને નવ મારે.
નહિતર દેશ દેહવટ કરે, એવી આજ્ઞા આપી મુને,
ચતુર હોય તો ચેતજે, ચેતાવા આવ્યો તુંને.

સામદ—મરદ મુછાળો વીર, રામની રામા લાવ્યો,
શૂર પૂર દૃઢ ધીર, ક્રોડ કંદર્પવત કહાવ્યો;

દશકંધ નામ દરિયાવ, તરવાર તાતી ત્રિલોકે,
જોર હોય તો જુઓ, સીતા મૂકી અશોકે;
પાછી લેતામાં બીછશો, અદકું બોલે અનર્થ થશે,
લાડ કરતાં આવો છો લંકમાં, જરૂર જીવ સહુના જશે.

અંગદ—જનની કુણ રાવણતણી, બહુ ઉપજાવ્યાં બાળ;
જાત શ્વાન કે શૂકરી, ભૂંડણ કે શિયાળ.
કે વીંછણ કે નાગણી, કે કરકટની નારઃ
કે અજા એ કોણ છે, બોલો નહીં ગમાર.
બોલત નહીં કહુ નીચ હો, કે મૂંગા કે ઢોર;
કે અમારો દીન હો, કે જાતિ કે ચોર.
પૂછત હું બડી બેરકો, ફેર ન પાઉં બ્યાન;
કે ફૂટી હે આંખડી, કે સુનતે નહિ કાન?

કવિ—વાંકાં વચન શ્રવણે સુણી, ચડી રાવણને રીસઃ
પગની જ્વાળા પ્રગટી તે, જઈને ભેદી શીષ.
વાઘને વળી વકારિયો, શુભ છંછેડ્યો સાપઃ
સિંહ પંખાળો પાખરો, અતલીબળ એ આપ.
દેહ દાઝચો દશાનન ઘણું દિલ વિષે,
એક આપે થયો તેહ તાથેઃ
ઊછળ્યો એક કર આપ આસન થકી,
મુખ મૂછ મરડી હીતહોડ હાથે.

રાવણ—કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે,
કામ કશું છે પશુ ભૂપ સાથે,
કો તણો મોકલ્યો હ્યાં લગી આવિયો,
આભ બાધો ભરે બાંય બાથે?

અંગદ—વાળીનો પુત્ર ઘરસૂત્ર શુભ પર્વતે,
નામ અંગદ મારું હરખ એવા,
શરણુ રહું છું રઘુનાથનાં ચરણુની,
દેવનો દેવ અધિદેવ દેવા;
ધૂમ્રપાને કરી ધ્યાન જોગી ધરે,
ઇંદ્ર બ્રહ્મા કરે ઈશિ સેવા;
તે તણી નારને તસ્કરી લાવિયો,
લંક લગી આવિયો સૂધ લેવા.

રાવણુ—જા અલ્યા જીવતો કહે તારા રામને,
ગામ કેમ આવિયો ધામ ધાતો,
દેહ દીઠી નથી તેં દશાનન તણી,
કાન સુણી નથી વેણુ વાતો;
કુંભકર્ણ આળસ તજી ઊઠશે,
લાખ સવા મણ ચીચ ખાતો;
ક્રોડ બોતેર ને પદ્મ અઢારમાં,
ઝાંખશો નહિ કોણુ એક જાતો.

અંગદ—અલ્યા રામ આગળ કશી વાત તે તાહરી,
શ્વાનની વાત શી સિંહ સાથે,
રંક કીરત કહે રાજ રાજેંદ્રને,
લાભ શો લીજીએ તેહ ત્યાંથે;
દેખાડ તાહરો ડાહ્યરો દળપતિ,
માહરો બળ સહે બાંય બાથે,
ક્રોડ કુંભાતણા માન મોડું અતિ,
એવી હું હોંસ રાખું છું હાથે.

રાવણુ—અંગદા અંગમાં શે તું સમઝે નહીં,
કૂખ કાયરતણી તું જ આવ્યો !
કપૂત વાળીતણુા કુળ વિષે અવતર્યો,
કે શકે નીચનું થાન ધાવ્યો !
શતક કટકા કર્યા તાત તારાતણુા,
તેતણી ભક્તિમાં ભૂર ભાવ્યો !
વાનરા સર્વનો ઘાટ ઘડાવવા,
લખવસા લક્ષ્મણો આંહી લાવ્યો !

અંગદ—પાષાણુ અજ્ઞને પ્રીછવું કેટલું,
જેહમાં ગુણુ નહિ જ્ઞાન જ્ઞાતા,
વીશ છે નેત્ર પણુ અંધ વપુએ થયો,
શોધતો શે નથી ચિત્ત ચાહતા;
જે કરે જેટલું ભોગ તે ભોગવે,
તે તમો દેખશો ધંધ ધાતા,
વાળી વૈકુંઠ પદ પામિયો પ્રીતથી,
રામજી મુક્તિપદ દિવ્ય દાતા.

રાવણુ—કાપડી વેષ લઈ વન વિષે જે ફરે,
શીશ જટા ધરે સંગ સારો;
સીતની શુદ્ધ નવ માસ નીરખી નહીં,
આજ સાગરતણો દીઠ આરો:
લાવિયો રીંછ લંગૂર લખ કોટિધા,
માનવી મૂળ મુખવાસ મારો:
લંકપતિ છત્રપતિ રાય રાવણુ સાથે,
રાઢમાં જીતશે રામ તારો !

અંગદ—એક કિંકર અહીં આવશે રામનો,
તે નહીં તાહરો બોલ સાંખે,
તાત મારાતણી કીર્તિના કવિતમો,
હું ખમું બોલ જે ભૂંડ ભાખે,
અન્ય જણુને ઓશિઆળ શી તાહરી
જો ઘડી એકમાં જોર ઝાંખે,
લંક પરલંક એ અંક એકે ભરી,
નિમિષમાં નિધિતણે નીર નાંખે !

રાવણુ—કહે દશાનન સુણો વાળીકા દીકરા,
પ્રીત સંભાર તું પેર પૂઠી;
રામ ઉપર તને હેત ક્યમ ઊપજે,
તાતને મારિયો કાળ કૂટી,
પિંડ પાળે તારું વેર વાળે નહીં,
પેટની વેઠમાં વાટ ઊઠી;
કર અહીં ચાકરી બાંધ ત્યાં બાકરી,
રામશું રાઢ કર આવ ઊઠી.

અંગદ—બુદ્ધિબળહીણુ તું ક્ષીણુ આયુષ થયો,
રાવણુ મૂઢ મુખ શું જ ભાખું;
રાજ મહારાજ અધિરાજજી કેરડાં,
દર્શનો નિત્ય હું દિવ્ય દાખું;
સહ અમૃત રત્નખાણુ પૂર પ્રેમની,
તે તજી ઝેર નીરવત ચાખું,
સ્વામી સામળ તણા ચરણુ પ્રતાપથી,
તુજ સમા કિંકરા ક્રોડ રાખું !

રાવણ—વધતું વેણુ વદે અલ્યા વનચરા,
કેટલી બુદ્ધિ તરતીબ તારી,
પ્રાશન કરે પીલવાં વાલિયો વાનરો,
મોટાઈ જુઓ એણે નાંખ્યો મારી ?
તાટકા તારુણી રાંકડી રંડ એ,
જીતિયો નીચ નિર્માલ્ય નારી;
રામનાં કામ જાણે બધા જગતમાં,
ધીર એ વીર બે ધર્મધારી.
અંગદ—ત્ર્યંબક જ્યાં ત્રોડિયું માન તુજ મોડિયું,
છોડિયો ત્યાં તુંને ધર્મ હાર્યો;
દશ મસ્તક દક્ષમાં રાખિયો કક્ષમાં,
પલક એક પક્ષમાં હોડ હાર્યો;
કોટિ રાક્ષસ હણ્યા ભય તેના નવ ગણ્યા,
વેદ ભણિયા હવે તુજ વારો;
મારવો રંકને, લૂટવી લંકને,
પાપથી ઓસરે રામ મારો!
રાવણ—બોલે વધતા બોલ, તોલ ખૂવે છે તારું,
રવિ સામા નાંખે રેણું, માન ઘટે નહિ મારું;
આયુષ તારું અલ્પ, એક ઘડીમાં આવ્યું,
તાતનું લેતાં વેર, ભાગ્ય ભૂંડું ભાવ્યું;
અવતાર અફળ તારો ગયો, વેર ન વાળ્યું વેઠમાં,
શત્રુને જઈ શરણે રહ્યો, પાવક ઊઠો તુજ પેટમાં!
અંગદ—અન્યાઈ બોલે આળ, ગાળ ગુણહીણા દે છે,
અધર્મી અવતાર, ભાર શું માથે લે છે;

મુજને તુજ પર હેત, એહ રાખી નહીં ખીજું,
આપણુ બંને ભ્રાત, બતાવું કારણુ બીજું;
જો વાળી તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં,
તુજને રાખ્યો તો કાખમાં, મુજને રાખ્યો તો કૂખમાં !

રાવણુ—રાંકની જાત તે રત્ન શું ઓળખે,
આખર ચેતન ચાકરનો,
ગરીબતણે ઘેર પેટ ભરે તે,
ઠાઠ શું જાણે ઠાકરનો,
મેરુતણો મહિમા નવ પ્રીછે,
કરે વખાણુ તે કાંકરનો,
'ખાખરની ખિલોડી' અંગદ,
સ્વાદ શું જાણે સાકરનો ?

અંગદ—આરોગિયાં અમૃત ફળ જેણે અતિ ઘણાં,
તેહને ઝેર તે કૂણુ લેખે,
હાર પહેર્યા જેણે હેમ મોતી તણા,
કાચ કથીર કૂણુ પૂઠ પેખે,
પદ્મિની પારખી જેમણે પ્રેમદા,
શંખણી દાખુ તે લાભ લેખે,
રામ હૃદે વસ્યો ત્યાંય રાવણુ કસ્યો,
માન સાચું નહીં મીનમેખે.

રાવણુ—ક્રોડ તેત્રીસ તો દેવ સેવે સદા,
સાત સાગરતણી ખાડ ખાઈ;

ધરસૂત્ર કંચનતણા પુત્ર શત લખસવા,
કુંભકો પ્રાક્રમી ભરત ભાઈ;
દશ શીશ વીસ ભુજ બાહુબળ ઘણું,
જગત જીવે મારા ગુણ ગાઈ;
અંગદ અંગ શતખંડ તારાં કરું,
રામની વાનરા શી બડાઈ.

અંગદ—શેષની આગળે અળશિયાં જ્યમ ફરે,
સિંહને આગળે શ્વાન સોનું;
કંચન કથીર જ્યમ કેળ ને કાચકી ને,
અમૃતરસ આગળે વિખબોણું;
વેદ જોડે જ્યમ ભેદ પાખંડના,
દર્શન આગળે જોષ જોણું,
રામજી આગળે રાવણ ત્યમ તમો,
ગાનગુણ આગળે રાંડરોણું:
લંક બાધી બળી તોય સમજ્યો નહીં,
અશોક વાડી તણો શોક કીધો,
આળપંપાળ કર્યાં નીર અર્ણવતણાં,
પ્રૌઢ પયોનિધિ પાજ પીધો;
કુંવર તુજ રત્નશો રણમાં રોળિયો,
સીત આણ્યાથી શો લોભ લીધો,
જો વિભીષણ મળ્યો ભ્રાત રઘુનાથને,
દેશ લંકાતણો નાથ કીધો.

રાવણ—કહે એક પુત્રથી આંહીં ઓછું કશું,
જેમ પટ આગળે એક ધાગો,

સમૃદ્ધિ ઘણી ભાઈની ભોમ લીધી અમો,
એક એકાકી એ ભૂર ભાગ્યો;
રત્નચિંતામણી ખાણુ કંઈ કોટિધા,
નાગા નર જેવાને એક વાગો;
સિંધુમાં બિંદુ મૂંડામાંય મૂઠડી,
"એક ખજુરાતણો ચરણુ ભાંગ્યો !"
જમ ચોકી કરનાર, લંક કેડે હરનિશે,
ગ્રહે ન દે કોઈ નામ, વરદાન એ આપ્યું ઈશે:
ચાંપે પનોતી ચરણુ, કરમ કર જોડી રહે છે,
અષ્ટોત્તરશત વ્યાધ, ખમા ખમા નિત કહે છે;

નિકટ મોત નહીં નગરમાં માઝા કૂણુ લોપે મારી,
જશવંતા રાવણુ જીતે જશ, જુગ બાધામાં જારી.

અંગદ—ઈશ હતા તુજ શીશ, તે ગુણુ ઘાટ ઘોળાણું,
ચૌદ ચોકડી રાજ, રિદ્ધ સિધ સર્વ રોળાણું;
આયુશ થઈ ગયું અલ્પ, સતી સીતાને શાપે,
પરવાર્યું જપપુણ્ય, પ્રેમદા હરી તે પાપે;

દિવસ બે ચાર દશ બારમાં, લંકાગઢ તારું ગયું,
હજૂર મોત આવ્યું હવે, રાજ વિભીષણુનું થયું.

રાવણુ—રામના દંતમાં દેઈ, સીતાજી હું હરી લાવ્યો,
રોતો ફરતો રાન, દશ માસે અહીં આવ્યો;
પામરકેરી પેર, ભિખારી ભાવે ભમતો,
માંકડ કૂકડમાંય, રહ્યો રાજી થઈ રમતો;

મરદ મુછાળા પાસથી, કઠણુ લેવી છે કામિની,
જાઓ જાઓ મૂકું જીવતા, જરૂર આજની જામિની.

અંગદ—મરદ મુછાળો હોય, તેહ શિદ થાય ભિખારી.
નરપતિ હોય નરેંદ્ર, ચોરે તે કાં પરનારી;
સામદ હોયે શૂર, રિદ્ધિપતિ રાવ કે રાણા,
તે શિદ પાડે બૂમ, કાર્મુકે કર ચંપાણા;

ઊંચા અધર્મ નવ આચરે, ભૂંડા બોલે ભાંડમાં,
તોલ ઘટે તુંને મારતાં, રામને મન તું રાંડમાં.

રાવણુ—દાવે બોલ્યો દશકંધ, ધાડો કરે છે ધંધ,
બાંધી લ્યોને એને બંધ, મારી નાખો મૂઢને;
ફેડી નાંખો એનો ફંદ, છંછેડીને કરો છંદ,
મોટમ એની કરો મંદ, કાઢી નાંખો કૂડને;
મૂછ પૂછ કૂછ કાપો, તન એનું તાપે તાપો,
અધિક એ લહાણુ આપો, પ્રાજે કરો પ્રૌઢને;
વાનરો આવ્યો છે વાસે, પોકાર કરે છે પાસે,
ઉડાવી નાંખો આકાશે, આકડાના તૂરને.

કવિ—બાંધવા માંડિયો બળ કરી બહુ જણે,
ચોગમાં બાણુની ચોટ નાંખી;
વકારે વિમાનેથકો રાય રાવણુ ઘણું,
શૂર સામદ રહે કેમ સાંખી;
હડબડાવ્યો ઘણું કહી હો હો કરી,
તરવર્યા જોધ જ્યમ મધમાખી:

રામનું નામ અંગદ તણે અંતરે,
પડે જ્યમ શસ્ત્ર અંગફૂલ પાખી;
આપ જોરે કરી ઊછળ્યો અંગદો,
કારમો કોપ આકાશે કીધો;
વળી ગયા હાથ તે તો રહ્યા હીંચતાં,
દોષી દેહવટ કરી દાવ દીધો;
બ્રહ્માંડ ભાંગી પડે એમ ભૂપર થયું,
મધ્ય પડયાં જ્યાં શૂર સીધા;
નાઠા નૃપતિ સહિત દાનવો દશદિશા,
પાંચ કોટિ તણા પ્રાણ પીધા;
નાસતા નર દીઠા ઘણા નરપતે,
વાસ બાધા માંહે ત્રાસ પેઠો;
લંગૂરનું જોર લેખે લખધા લહ્યું,
અહંકાર તજે ક્યમ એહ એઠો;
હુંકારને હોડ એ મોડ કોડે કરી,
ફરી ભૂપ સભા ભરી ઘાટ પેઠો;
દંત કરડી મહા મૂછ મરડી પછી,
આસને રાય બળવંત બેઠો.
નાગપાશ આણિયું જોર જણાવિયું,
તાણિયું બાણ ટંકાર કીધો,
ગાળ દશ વીશ ત્યાં દીધી રીસે કરી,
વાળીસૂત ઘુમ્મરે ઘેરી લીધો.

રાવણ—સંભાર કોઈ ઇષ્ટને આ સમે અંગદા,
પલક એકમાં તુજ પ્રાણ પીધો,

નામ ટાળ્યું તારું રામ તુજ શત્રુએ,
દાદો ત્યમ દીકરો દાવ દીધો.

અંગદ—કૂડ બોલે અલ્યા કુંવર કૈકસીતણા,
નાક છેદન કરું નિમિષ નાથે,
જીવતાં જોર દેખાડવા માંડિયું,
જોર હો તો વળગ બાંય બાથે;
પ્રીતથી પ્રત્યુત્તર કરે તો હું પરવરું,
હુકમ નથી રાઢનો તુજ સાથે,
લેખ લખ્યા બ્રહ્મતણા લક્ષવસા,
રાવણતણું મોત શ્રીરામ હાથે.

રાવણ—ડેંડરાં દાદુરાં ખેલતાં ખાબડે,
તેહને હોંસ થઈ સિંધુ તરવા,
કાગલાં, બગલાં મેડકાં માણતાં,
ચાહ્ય તે ચિત્ત મોતી જ ચરવા;
કાપડયાં બાપડયાં ડાભડાં પહેરતાં,
આવિયાં ઊંડળે આભ ભરવા,
કીડને પાંખ આવી તે તો તરફડે,
મરણ આવ્યું માથે મેલ મરવા.

રામ સરખા રણમાંય, રાખું છું હું હજારા,
અટવાશે જીવ અનેક, વાનર તે રીંછ બચારા;
ઇંદ્રજિતની આણ, હાક ફરશે રણ માંહે,
દઢતા થઈને પાગ, કોણ ટકાવે ત્યાંહે.
કુંભકર્ણ ભૂપ ભુખાળુવો, દેખતે પ્રાશન કરે,
મૂરખ મન વિચાર કર, વાનર દેખી તે ક્યમ ડરે?

અંગદ—વાનર તે તો વાળિ, કક્ષામાં રાખ્યો તુજને,
એકસો સિત્તેર દિન, મૂર્ખ કહેવડાવે મુજને;
વાનર તે હનુમાન, અશોક વન બાળ્યું જેણે,
વાનર તે નળ નામ, પહાણુ તાર્યા જળ તેણે;
એ વાનર અંગદ સારખા, રંક કિંકર શું કહું કથી,
સુગ્રીવ સુભટ નર સારખા, નરપત તેં દીઠા નથી.

રાવણ—રાવણ કહે રે મૂઢ, પહાણુથી દીસે પ્રૌઢો,
મૂરખનો મહિપતિ, જગમાં નહીં તુજ જોડો;
નફ્ટ તણો નરેન્દ્ર, અધિક દીસે છે અનાડી,
વખાણીને વાત, કરે કરવી હોય ચાડી;
જે ડાહ્યો હોય તે દલ ધરે, સંક્ષેપે શિક્ષા લહે,
અંગદ શાં વગદાં કરે, કહે કેમ ઊભો રહે.

અંગદ—ઊગરે કોએક જીવ, ત્યાંય બોલીએ જૂઠું,
ઊગરે કોએક જીવ, કરીએ દીઠું અદીઠું;
ઊગરે કોએક જીવ, અક્કલ ફેલાવું આડી,
ઊગરે કોએક જીવ, કરીએ ચોરી કે ચાડી;
હાંકી કાઢે છે હઠ કરી, તોય ઊભો છું બારણે,
અંગદ કહે સુણ રાવણા, જીવ જીવાવણ કારણે.

રાવણ—ઉગારવા આવ્યો દેહ, ઉગારવાં વાનર રીંછાં,
તે ઊડશે આકાશ, કાગ તણાં જ્યમ પીંછાં;
કોય સતી નવ થાય, પતિ કો અવર મરંતે,
આપ ન ભાળે ભૂખ, પારકું પેટ ભરંતે;

પ્રાક્રમ પરમારથ તાહરું, કૂડ કપટ કરવા કામનું,
પિતા માર્યા તે પ્રેમથી, રૂડું ચિંતશે રામનું.

અંગદ–ઇંદ્રજિત સરખો તંન, તેહ તુજ રણ રોળાશે,
કુંભકર્ણ સરખો જોધ, ચાંચડવત તે ચોળાશે;
સાત લાખ પ્રૌઢા પુત્ર, કાયર થઈ કુટાશે,
રત્ન ખાણુની રિદ્ધ, લંક લક્ષ્મી લૂંટાશે;
તું શિવ વરદાનથી શૂર છે, માનમગ્ન છે મન થકી,
તુજ શીશથી ઈશ અળગા થયા, સીતા હરી તે દિન થકી.

રાવણ—રાવણ કહે રામદુવાઈ, દેઉં છું અંગદ તુજને,
પલક ટકાવે પાગ, ફરી ઉત્તર દે મુજને;
શરમ નવ રાખીશ, જરૂર કહેણુ ત્યાં જઈને,
વધારજે મુજ વેર, પ્રીતથી તેનો થઈને;
જો મૂછ ધરાવે મુખ પર, નીર વધારો નામનું,
રાવણ કહે આવો અહીં, મારે કામ છે રામનું.

અંગદ–અંગદ કહે સાબાશ, હોડ હઠ હિંમત તારી,
તુજમાં પ્રાક્રમ પ્રૌઢ, ખરી નીશા થઈ મારી;
ભલું રામશું વેર, ભલું ગંગામાં મરવું,
ભલું ગયાવ્રત માંય, દંડ જે ભારે ભરવું;
ભલું પુત્ર શિષ્યને વિપ્રથી, હોડે કોડે હારવું,
ભલું મોત રાવણ તણું, જો રામને હાથે મરવું.

અંગદ–જઉં છું હવે જરૂર, વચન કહું છું એક છેલ્લું,
ખમું છું તારી ગાળ, મમત તુજ સાથે મેલું;

પૂછ ઘેર તારી નાર, મંદોદરી શુભ સતીશું,
કહે તો માંડની રાઢ, લક્ષ્મણ જોગ જતીશું;
પૂછી આવો તમે પુરપતિ, ત્યારસુધી ઊભો રહું,
એમ કરતાં તમો ઊગરો, ઉપદેશ સત્ય સાચો કહું.

રાવણ—અંગદ અક્કલના હીણ, વચન તું જો વિચારી,
નવખંડ તણો નરેન્દ્ર, શીખ શી દેશે નારી;
રામા વશ તે રામ, ક્રોડ વસાએ કહાવે,
પરવશ પડી તે પાશ, ઇહાં અથડાતો આવે;
નારનાં કહ્યાં તે નર કરે, નપુંસક નારે જીતિયાં,
રામાને રાવણ પૂછે નહીં, એ રામતણે ઘેર રીતિયાં.

રામતણી તુંને આણ, વદે અંગદ તું વાણી,
રામતણી તુંને આણ, પલક પીવા રહે પાણી;
રામતણી તુંને આણ, હવે જો જીભ હલાવે,
રામતણી તુંને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામ આણથી કહે જઈ તહીં, જહીં સેન સકળ છે તમતણું,
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટપપણું.

કવિ—ઊડ્યો સુણી આકાશ, અંગદ અતલીબળ આપે,
મહિમા વધારી માન, રામ રજચરણ પ્રતાપે;
આવ્યો જિહાં અશોક, અલૌકિક જ્યાં છે વાડી,
દુઃખ નવ વ્યાપે દેહ, ખડી રત્નાકર ખાડી;
બેઠી સીત સ્વરૂપ તિહાં, રૂપ રઢિયાળી શુભ સતી,
પ્રદક્ષિણા દેઈ પાગે નમ્યો, મોકલ્યો છે લક્ષ્મણ જતી.

અંગદ–સાંભળજો મુજ માત, વાતમાં એહ વધાઈ,
લક્ષ્મણ સહિત શ્રીરામ, પધાર્યા ભૂપત ભાઈ;
વાનર પદ્મ અઢાર, બોતેર કોટીક સાંધી,
મળ્યો વિભીષણ ભ્રાત, પાજ સમુદ્રે બાંધી;
મેં વિવિધ પ્રકાર વિષ્ટિ કરી, ટેવ એહની ટોડિયો,
સીતા પ્રત્યે અંગદ કહે, ગઢ લંક વાનરે વીંટિયો.

સીતા—સીતા કહે સુણ વીર, ધીર થઈ ધીરજ ધરજો,
જોરાવર જન એહ, કામ ઘણું પાકું કરજો;
લલોપતો નહીં લાગ, શોભે નહીં શૂરા સાથે,
મંદ્રાચળ શો મેર, ઉપાડે છે એક હાથે;
કુંભકર્ણ કહેવાય છે કારમો, દેખે તેટલું ખાય છે,
એવું જાણી ઇહાં આવજો, રામ તો મોટા રાય છે.

અંગદ–કહો તો મેરુ સહિત, ઉદયાચળ હું ઉપાડું,
કહો તો લંકપર લંક, અધિક અવનિમાં ગાડું:
કહો તો બાણું ક્રોડ, જોધને બાંધી જાઉં,
કહો તો ઇંદ્રજિત કુંભકર્ણ, દૈત્ય સર્વેને સાઉં;
મા કહો તો લંકને લૂંટીએ, વસુધા વિપરીત નાંખીએ,
પણ હુકમ નથી હજૂરનો, માટે સર્વે સાંખીએ.

સીતા–છાનો રે ભડ ભ્રાત, વાત શી કરવી ઝાઝી,
કરો કહ્યું તે કામ, રામ જે વાતે રાજી;
કરતા હો જે કાલ, આજ સવેળા સાધો,
દેખશે કો એક દુષ્ટ, વાયુવત્ વેગે વાધો.

જ્યાં આજ્ઞા માગી અંગદે, જોધ જવા લાગ્યો જવે,
રાક્ષસીએ બૂમ પાડી ઘણી, જોધ તરવરી રહ્યા તવે.

કવિ—મહોકમ દીધો માર, અંગદને રાયે આપે,
ન ગુણે લેખામાંય, હાથ શ્રીરામ પ્રતાપે;
લખ બોતેર હજાર, તણા તો હંસ જ હરિયા,
વાડીમાં કૂપ વિશાળ, ભૂપ સહુ તેમાં ભરિયા;
બાકી બૂમ પાડી ગયા, ગઢ લંકા ગુણ ગામને,
ઉત્પાત કરીને આવિયો, શરણાંગત શ્રીરામને.

દંડવત કીધા દશર્વાશ, શીશ નમાવ્યું નેહે,
સુખનું સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે;
શીશ પર મૂકયો હાથ, વાતો પૂછી રઘુનાથે,
રામ—વિષ્ટિની કહો વાત, રીઝ થઈ રાવણ સાથે;
સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી,
અંગદને એમ પૂછિયું, કોટિ બ્રહ્માંડ કેરા ધણી.

અંગદ—વાલીસૂત કહે વાત, એની મેં કેમ કહેવાયે,
નથી સમજ્યો નરેંદ્ર, અહંકારી એવો રાયે;
સામ દામ ને ભેદ, કર્યાં તે જુગતે ઝાઝા,
જેમ પથ્થર પર નીર, માને નહિ રાવણ રાજા;
કરગરી કહ્યું મેં કોટિધા, આંચ દેખાડી અતિ ઘણી,
પેર પેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહીં એ લંકા ધણી.

૨

# ચંદનમલિયાગરી

## ચોપાઈ

શ્રી સરસ્વતી પ્રીતે પૂજીએ, સકળ વાત સિદ્ધ સૂજીએ;
શ્રી ગુણનિધિ ગુણ ગંભીર, ધર્મ ધોરંધર સાહસિક ધીર. ૧
ભૈરવ રાજ મહારાજધિરાજ, લક્ષણ લાજ કરણ શુભ કાજ;
આદ અન્નપુરણા આરાધીએ, ધરમ કામ શીઘ્રે સાંધીએ. ૨
કહું વાત ઉત્તમ આઠમી, ઠરાવ બુદ્ધિ તણા ઠાઠની;
ચંદનાવતી નગરી અનુપ, ચંદનસેન ભડ ભારે ભૂપ. ૩
માનની તેને મલિયાગરી, સતી શિરોમણિ ધરમે ધરી;
સાયર નીર બે પુત્ર સપૂત, નરપત પ્રખ નૌતમ બે સૂત. ૪
રાજ ચલાવે રૂડી રીત, પ્રજા ઉપર અદકેરી પ્રીત;
હાથી ઘોડા અલખત ઘણી, મહીપત સઘળા કેરો મણિ. ૫
અસત્ય અન્યાય તનથી તાજ, રામ સરીખું ચલાવે રાજ;
મહીપતિએ કીધો એક મહેલ, તે આગળ ઇંદ્રાસન સહેલ. ૬
મંદિર મેડી ને માળિયાં, જુગત થકી રૂડાં જાળિયાં;
પરસાલ પટશાળા પાક, હયશાળા રથશાળા આંક. ૭
ગજશાળા દેવશાળા ઠામ, કીધાં એવાં કોટીક કામ;
મહેલ મળ્યાનું મુહૂર્ત લીધ, કોડે વાસ પૂજાનો કીધ. ૮
પોઢયો છે રાજા પ્રૌઢ પલંગ, મલિયાગરી માનીતી સંગ:
ગેબી શબ્દ ઊઠયો મધરાત, કાને સાંભળી વિપરીત વાત. ૯
પડું પડું પડું ત્રણ વેળા કહ્યું, અચરજ તે રાજાએ લહ્યું;
નવા મહેલ કીધા સુખ કામ, શું પડશે તે એણે ઠામ. ૧૦

એમ વિચારી છાનો રહ્યો, એટલે શબ્દ એક બીજો થયો,
હમણાં પડું કે વળતો પડું, જેમ તેમ એકવાર તો નડું;
કહે તો વૃદ્ધ કાલે ચિત્ત ચડું, કહે તો બાળપણામાં પડું. ૧૧
સમજ્યો રાજા સમજી નાર, પડે પનોતી અપરમપાર,
કહે છે વાંકા દિન અતિ ઘણા, પડે વિપદ એમાં શી મણા. ૧૨

દોહરા

રાજા બોલ્યો રીસમાં, પડવાની આ પેર;
વળતી પડીને શું કરીશ, વૃદ્ધપણામાં વેઠ. ૧૩
અરુણ ઉદે તે ઊઠિયો, જોશીને પૂછ્યા જોશ;
ગુણકાર ગુણકે કહ્યું, માઠા છે ગ્રહ દોષ. ૧૪
બેઠી પનોતી લોહમાં, બેઠો બારમો રાહ;
કૂડો કહે તું આઠમો, ચોથો કુંભનો ચાહ. ૧૫
ટાળી કોઈની નવ ટળે, રૂડી ભૂંડી રેખ;
ભોગવ્યા વિણ છૂટકો નથી, લખ્યા લલાટે લેખ. ૧૬
પાઠ પૂજા ને પુન્ય કર્યાં, કર્યાં અષ્ટમાહ દાન;
જપ તપ સત સાધન કર્યાં, માગણ પામ્યા માન. ૧૭
પુંડરીક પાંડુ દેશનો, જન્મતણું છે ઝેર;
લશ્કર લઈને આવિયો, કોપ કરંતો કેર. ૧૮
કટક કારમાં ચૌદે ચઢયાં, રણુથંભ રોપ્યો જંગ;
ઘેરાણું લશ્કર ગામનું, સામદ ન રહ્યો સંગ. ૧૯
નાઠો ત્યાંથી મહીપતિ, માણ્યો મોહોલની માંહ્ય;
સાયર નીર મલિયાગરી, ત્રણે હુતાં ત્યાંહ. ૨૦

ત્રાસી નાશી છૂટિયાં, ચતુર ઘરનાં ચાર;
ભેળાણી ભોમી ગામની, ક્ષણુ ન લાગી વાર. ૨૧

પુરપત તો પુંડરીક થયો, ગયો ખજાનો હાથ;
અડવાણે પગ એકલાં, ચાલ્યાં વાટે સાથ. ૨૨

બાવીસ જોજન બાપડાં, ભૂખ તરસ ને દુઃખ;
વસ્ત્ર વિના વનમાં ફર્યાં, સઘળું તજિયું સુખ. ૨૩

નદી આવી ત્યાં નર્મદા, ઊતરવું પેલે તીર;
કાંઠે બેસાડયા કુંવર બે, સાયર બીજે નીર. ૨૪

લીધી મલિયાગરી પીઠપે, ચાલ્યો પાણી માંહે;
મૂકી બીજે તીરડે, પાછો ફરિયો ત્યાંહે. ૨૫

માનુંની મૂકી મહીપતિ, ભમરામાં પડચો ભૂપ;
ગળ્યો મઘર તે ગુણુનિધિ, રૂડો રઢિયાળો રૂપ. ૨૬

એક તીરે પુત્રો રહ્યા, બીજે તીરે નાર;
કળી શકે નવ દૈવ ગતિ, તૂટી ગયો સંસાર. ૨૭

વનિતા વાટ જોતી રહી, નાવ્યો પતિ કે પુત્ર;
ક્યાં રહું ને હું ક્યાં જઉં, ક્યાં શોધું ઘરસૂત્ર. ૨૮

એટલે એક વણુઝારડો, નાયક નરપતિયો નામ;
પકડી તેણે પ્રેમદા, લઈ ગયો ગુણુ ગામ. ૨૯

દેખી દેવ સરીખડી, જોયાં ચંતનીનાં ચ્હેન:
પૂછી વાત પટંતરે, કહી મુખથી બાઈ બહેન. ૩૦

ખાઓ પીઓ રમો જમો, માણો મંદિર માંય;
પછે પેર શી નીપજી, તન બે ઊભા ત્યાંય. ૩૧

વેડાંગ વાઘ નવ હાથનો, જુલમ જોરાવર જોધ;
અધિક ડોટ તે ઉપરે, કરતો આવ્યો ક્રોધ. ૩૨

નાઠાં બાળક નાનડાં, વિકટ વાટ છે વંન;
પર્વત પેલે અઘોર વન, નહિ કો માનવ જંન. ૩૩

ભૂખ તરસ તડકો ત્યહાં, તરફડે દેખી તાપ;
વડ હેઠે જઈ વિરમ્યાં, અરભક એકલાં આપ. ૩૪

નીર વિના તે નીરનું, સુકાણું સદ્ય શરીર;
બંધવને બેસાડીને, ગયો સાયર વીર. ૩૫

નીર સૂતો સોડ તાણીને, નીકળ્યો નમેરો નાગ;
ડસ્યો અંગૂઠે અદીઠડે, પ્રાણ પછાડ્યા પાગ. ૩૬

ઝેર ચઢ્યું કોઈ જુગતનું, તે વેળામાં તરત;
પૂરવ જન્મના સંચથી, બાળક પામ્યો મ્રત. ૩૭

સાયર ત્યાં જળ લાવિયો, દીઠી રુધિરની રેલ;
દાવાનળ દુઃખ દેહમાં, બાંધવ કેરો બેલ. ૩૮

ખાંધે લીધો તે વીરને, રુદન કરે તે રાન;
વિલાપ કર્યા વનમાં ઘણા, કોણ સાંભળે કાન ? ૩૯

જોજન ચારે ગામ છે, નરવાહન નરપત નામ;
અરભક આપે એકલો, આવ્યો છે તે ઠામ. ૪૦

શાહુકાર એક શિરોમણિ, લખપતિ કહે સહુ લોક;
એની દુકાને ઊભો રહ્યો, સપૂત તણે મન શોક. ૪૧

પોંચી એક પાસે હતી, નૌતમ કોટીનાં નંગ;
અમુલખ અવની વિષે, શોભિત રૂડે રંગ. ૪૨

સોંપી તે શાહુકારને, લીધાં સુખડ કાષ્ટ;
ગાડું ભરાવી ત્યાં ગયો, દૈવે વાળ્યો ડાટ. ૪૩

કૌતક એક કારમું હતું, વૃક્ષ ઉપર તે વરત;
માળો હતો ત્યાં ગરુડનો, જ્યાં બાંધ્યું તું મરત. ૪૪

ગરુડ આવ્યો ઘન ગાજતો, માણ્યો માળા માંહ;
બાંધ્યો દીઠો બાપડો, મ્રતક તો વળી ત્યાંહ. ૪૫

જીભથી અમ્રત કાઢિયું, ખાંતે સીંચ્યું ખગરાય;
ઇશ્વિરની આજ્ઞા થકી, ઊઠી બેઠો થાય. ૪૬

પગે લાગ્યો પંખી તણે, જોડીને બે હાથ;
કહી વિગતની વારતા, શ્રીમંત થયો સનાથ. ૪૭

ઓસડ આપ્યું અધિક એક, પહોંચશે મનના કોડ;
ચોળ્યાથી ચિંતા ટળે, જાય રગતપીત રોગ. ૪૮

બીજું અંજન લે બાળકા, અંધની આંખે આંજ;
હારુણુ દુઃખ મટી જશે, ગુણુ બે એના ગાજ. ૪૯

ઓસડ બે લઈ ઊતર્યો, નામ જ જેનું નીર;
પૂરવ દિશાએ પરવર્યો, સજીવન શુદ્ધ શરીર. ૫૦

સાયર વૃક્ષ તળે ગયો, ન મળ્યો એકે મેળ;
વીર ન દીઠો વડ પરે, ખરો દુઃખનો ખેલ. ૫૧

આશ મૂકી નિરાશ થઈ, પૂરણુ વિચારી પેર;
શાહુકાર સમીપે સંચર્યો, ગરથ મેલ્યો જે ઘેર. ૫૨

શાહુકારે મન સોચિયું, એ તો માલ અમૂલ્ય;
સામ દામ ભેદે કરી, કરવું કાંઈ એક શૂલ. ૫૩

વાહીને રાખ્યો વાણિયે, જમાડયો આપી જાગ;
પોંચી પચવા પેરથી, લક્ષણુ વિચારી લાગ. ૫૪
મધરાતે મંદિર વિષે, પાડી બૂમ પોકાર;
તસ્કર કરીને બાંધિયો, આપ્યું દુઃખ અપાર. ૫૫

વજીરને મળ્યો વાણિયો, આપ્યો દ્રવ્ય અતીશ;
શૂળી દેવરાવો સંચથી, કે છેદાવો શીશ. ૫૬
વજીરે હુકમ ચલાવિયો, છેદો એનું શિર;
જીવતો ન જાએ પાપિયો, ટાળો એની પીડ. ૫૭

પાપી લઈને ચાલિયા, જ્યાં અરણવનું નીર;
દીઠું દેવાંશી સરીખડું, સતવાદીનું શરીર. ૫૮
આ અવતાર પાપી અવતર્યા, કરશું આવાં કામ;
કયે ભવ થાશે છૂટકો, નથી નરકમાં ઠામ. ૫૯

એક વહાણુવટીનો પાળિયો, જાતો તો વિદેશ;
ચંડાળે તેને સોંપિયો, અધિક જ્ઞાન ઉપદેશ. ૬૦
ચોર નથી એ ચતુર છે, કરમે કીધો ચોર;
આગળ ધરમ એનું તરે, એમ કહ્યો અંકોર. ૬૧

વહાણુવટી તેડી ગયો, સાયરને શહેર માંય;
એક મ્રગનાં લોચન ગ્રહ્યાં, પાપી આવ્યા તાંય. ૬૨
એમ ચારે ચોવાટે ગયાં, રહ્યાં જૂજવાં રાન;
ચંદનરાય જળમાં પડયો, કર્યું કરતૂત સુણુ કાન. ૬૩
મગરે ગળ્યો તો મહીપતિ, ઢીમરે નાંખી જાળ;
પેટથી કાઢયો પુરપતિ, નર કીધો તે ન્યાલ. ૬૪

કામ કરવા તેના ઘરતણું, રાખ્યો રૂડી પેર;
વચન બંધાણો ત્યાં રહ્યો, ગુણવંતો તે ઘેર. ૬૫

ચંદન રહ્યો ઢીમર ઘરે, આગરી વણઝારા વાન;
સાયર તો શહેરમાં ગયો, નીર રઝળતો રાન. ૬૬

છપ્પો

જ્યારે વાંકા ગ્રહ હોય, મમત મન મુખથી મરડે;
જ્યારે વાંકા ગ્રહ હોય, દૈવ થઈ રાજા દંડે;
જ્યારે વાંકા ગ્રહ હોય, વછોહ વહાલાનો વ્યાપે;
જ્યારે વાંકા ગ્રહ હોય, મૂકી કોઈ થાપણ નાપે;
રાજ રિદ્ધ સિદ્ધ સુખ ગ્રહ થકી, કરમ લેતાણી ગ્રહ લખે,
સામળભટ સાચું કહે, ગ્રહને કો દૂભો રખે. ૬૭

ચોપાઈ

ચારે જણ ચોવાટે રહ્યાં, પછી તે એકઠાં કેમ જ થયાં;
જ્યારે પાધરા ગ્રહ થાય છે, ત્યારે દરિદ્ર તેનાં જાય છે. ૬૮

છપ્પો

બાર વરસ વનવાસ, રામશિર રાહુ દશા છે;
મંગલ દશા ઇતિહાસ, પાંડવ વૈરાટે વસ્યા છે.
દ્વાદશમે થયો ચંદ્ર, ઇંદ્ર ગોતમી ગયો,
ઘાત ચક્ર ઉતપાત, દુર્જોધન બહુ વવાંશો;
શનિશ્ચર ચોથે વલી સીતને, વન રઝલાવ્યાં કલંક ચઢયાં,
સામળ કહે નડે ગ્રહ સર્વને, દેવ આગલ કિંકર કશા. ૬૯

## ચોપાઈ

નાનો બંધવ જે છે નીર, સુખ પામ્યો છે જેહ શરીર;
ભમતો ભમતો ભૂલો પડયો, ગામ નરવાહન તણે જઈ ચઢયો. ૭૦

નરપત નગરીનું છે નામ, આવ્યો નીર બંધવ તે ઠામ;
અપંગ તે તો રાજા થયો, રગતપીતને રોગે રહ્યો. ૭૧

વાપ્યો કોઢ કાયામાં કષ્ટ, પેલા જન્મનો એ પાપીષ્ટ;
તેણે સુખ કર્યું'તું તાજ, ઇચ્છે કોઈને સોંપવા રાજ. ૭૨

શણુગારી હેતે હાથણી, સુધ્ધિ ઈરાવત સાથની;
મળી મેદની અપરમપાર, રાય રંક દાતા જુઝાર. ૭૩

કરી પ્રતિજ્ઞા તેણે ઘણી, કળશ ઢોળે તે ધરતીનો ધણી;
વાચા ચૂકે તેને પાપ, સાખી સૂરજ ને શિવનો શાપ. ૭૪

ફરતી ફરતી હાથણી જોતી ફરે, કબૂલ તે કોને નવ કરે;
ફરતી આવી ત્યાંય, ગરીબ રંક ઊભા છે જ્યાંય. ૭૫
ઢોળ્યો કળશ નીર બાળક શીશ, પ્રસન્ન થયા ઉમિયાપતિ ઈશ;
તે કુંવરનું તોળ્યું તોલ, ચૂકયો નહિ જે બોલ્યો બોલ. ૭૬

રાજકુંવર બેસાડયો રાજ, કર્યું પુન્ય તે વેળા કાજ;
અંધ કહે જાઉં કાશીએ, તું કર રાજ વસુધા વાસીએ. ૭૭

શા માટે કાશી જાઓ છો, દેહમાં બહુ દુઃખિયા થાઓ છો;
કીધું અંજન તેને કરજોડ, ચોળ્યું ઓસડ ગયો છે કોડ. ૭૮

આંખ ઉઘાડી રોગ જ ગયો, વૃદ્ધ રાય તે સાજો થયો;
તેને ઊપજ્યું અદકું હેત, સોંપ્યું તન મન ઘર સમેત. ૭૯

ચંદ્રમુખી તેને તનયા એક, પરણાવી બહુ કરી વિવેક;
આણ વરતાવી પુરમાં પત્ર, શિર સોવરાવ્યું તેને છત્ર. ૮૦

ખાય પીએ ને ખૂબી કરે, સજ્જન પોતાનાં નિત સાંભરે;
હવે સાયર જે શહેરમાં ગયો, સમાચાર તેનો શો થયો. ૮૧

કરે વણિકતણી ચાકરી, બાંધે નહીં કોશું બાકરી;
ઠઠ્ઠાબાકર સિંધુ તીર, અરબ ખરબના વાહે નીર. ૮૨

ત્યાં જઈ પહોંત્યાં તેનાં વહાણુ, પુર પ્રતે કીધાં પરિયાણુ;
વેચી વસ્ત ખરીદો ખ્યાલ, ભર્યો બીજો મેન મીનો માલ. ૮૩

ઢાકલસંઘ તે ગામે ધણી, ગુરુઓ ડહાપણુ બુદ્ધિ ઘણી;
તેને ઘેર એક બે ઘોડલા, જુગત ગંગાજળ જોડલાં. ૮૪

હાડે હાલે ફોકટ ફરે, વારુણી પીને બાંધ્યા ચરે;
અસ્વાર થઈ બેસે કો પીઠ, ધરતી ઉરાડે ધરે નહિ શીશ. ૮૫

દીસંતા તે દેવસ્વરૂપ, રત્ન જડી ભમાડચા ભૂપ;
કો હાંકે નવ ધાએલ ગરદ, માણે નહિ કો પીઠે મરદ. ૮૬

શેઠ વહાણુવટિયલ તણો, તેને સ્નેહ રાજાશું ઘણો;
કરે વાત સભામાં જ્યાંય, વાણોતર ઊભો છે ત્યાંય. ૮૭

જળનો જોલો છે હાથમાં, સમીપ શેઠતણા સાથમાં;
રાજા કહે વેપારી સુણો, જાણુતા હો તો વાત એક ભણો. ૮૮

અશ્વ અનુપમ છે અમૂલ, સૂરજરથ જેવા અણુતૂલ;
દીસંતા તો જાણે દેવ, પણુ એની ખોટી છે ટેવ. ૮૯

પીઠ બેઠે ભરે નહિ પાગ, બાકી છે લાખેણો લાગ;
છે મરદ મુછાળો તમ સાથ, કે રાખે ઘોડો મારો હાથ? ૯૦

વાણિયો કહે અમે બીજીએ, ભારે કામ તે કયમ કીજીએ;
ત્યારે ચાકર બોલ્યો વાણુ, કર્યો પ્રણામ જોડી બે પાણુ. ૯૧

એ ઘોડા ઓળખીએ અમો, તુરી તે દેખાડા તમો;
ત્યારે વાણિયે કીધી રીશ, દીધી ગાળો તેને દસવીશ. ૯૨

અશ્વ બેસનારો તે આવિયો, શૂળી દેતાં ત્યાંથી લાવિયો;
પુરપતિએ પરીક્ષા કરી, તરત મંગાવ્યો ત્યાં તે તુરી. ૯૩

ચોકડું મોરડો પલાણી પીઠ, દેવરૂપ દેવાંશી દીઠ;
કરી સલામ વળગ્યો પાવડે, ચતુર નર ઘોડા પર ચઢે. ૯૪

દીધાં તશ્વ ત્યાં દશને બાર, ખાંતે તો ખેડયો તોખાર;
પાંચ સાતેક રપેટી દીધ, વેડાંગ વાંકડો રાંકડો કીધ. ૯૫

બીજો ખેડયો બુદ્ધિનિધાન, રાએ વિચાર્યું ત્યાં મનમાન;
એ કો બત્રીસ લક્ષણો ઈંદ્ર, શોભે જેમ તારામાં ચંદ્ર. ૯૬

અધિપતે દીધી અદકી આશ, પ્રીત કરી બેસાડયો પાસ;
નહિ ચોર ચતુર છે એહ, દેવરૂપ દેવાંશી દેહ. ૯૭

રૂપનિધાન કંદ્રપલોલ કુંવરી એક, વહાલી રાયને તે વિશેક;
લગ્ન લેવરાવ્યું તેણી વાર, બુદ્ધનિધાનને પરણાવી બાળ. ૯૮

જામાત્ર કરી સાયર થાપિયો, એક અશ્વ અલખત આપિયો;
પસાય પહેરામણી પ્રીતે કીધ, ગરથ અરથ અદકેરો દીધ. ૯૯

શેઠ સેવકને કહે સાથે આવ, અરથ ગરથ કન્યાને લાવ;
કહેણુ માન્યું તેનું કો કથી, લુણહરામ નર થાતો નથી. ૧૦૦

અધિપતિએ આપ્યું બહુ હાથ, સ્રીને મોકલી સ્વામી સાથ;
પાછાં હાંકયાં વિદેશે વહાણુ, પલટયો તે વણિકનો પ્રાણુ. ૧૦૧

દગો તો એ ચાકરને દેઉં, અશ્વ અનોપમ ને સ્રી લેઉં;
નિદ્રાવશ થયો જ્યાહરે, નાંખ્યો જળ માંહિ ત્યાહરે. ૧૦૨

રાખનારો જેને માથે રામ, લઈ શકે ન કો તેનું નામ;
આપ્યું પાટિયું હરિએ તે પર ઘડી, ચતુર તે પર બેઠો છે ચડી. ૧૦૩
રાત દિવસ ને સાંજ સવાર, પુન્ય પ્રતાપે પામ્યો પાર;
જે ગામે બંધવ રાજ કરે, પાટિયું તે ઠેકાણે ઠરે. ૧૦૪

દોહરા

મોકલ્યો હુતો મારવા, પોંચીવાળો પરચંડ;
રાવ કરું જઈ રાવળે, દેવરાવું એને દંડ. ૧૦૫
રાજદ્વારે જઈ રહ્યો, અચરત અદકું હોય;
દીઠો બંધવ પોતા તણો, કળી ન શકે કોય. ૧૦૬
મેં તો મરત જ બાંધિયો, વડ જ ઉપર વાટ;
સજીવન એ કયાંથી થયો, અચરત એ અગાધ. ૧૦૭
રાજા બેઠો રાજમાં, પંથી તેડયો પાસ;
અરસપરસ બે ઓળખ્યા, લીલા લહેર વિલાસ. ૧૦૮
એકાંત બેઠા બે ઓરડે, કહી વીતકની વાત;
સંજોગ થયો વિજોગનો, શોધ્યા વરસે સાત. ૧૦૯
ખગરાજ પંખી એક ઊતર્યો, કર્યો સજીવન દેહ;
રાજ પામ્યા નગરનું, દૂધે વૂઠયા મેહ. ૧૧૦
નિરમળશા જે નગરમાં, પોંચી મેલી પ્રીત;
તેણે મોકલ્યો મરાવવા, રૂડી કીધી રીત. ૧૧૧
દંડ કર્યો તે લાંઠને, લાખો પોંચા લીધ;
ખરવાહન કરી ફેરવ્યો, જેણે કામ એ કીધ. ૧૧૨
એટલે વહાણ વિદેશનાં, ઊતર્યાં આવી તીર;
સાહી આણ્યો શાહુકારને, જેણે નાખ્યો નીર. ૧૧૩

માલ સરવ માલમ કર્યો, લીધો તો તોખાર;
તેને લીધો જીવતો, લીધી નિર્મળ નાર. ૧૧૪

નિષ્કલંક નિર્મળ કામની, અદકું સાબૂત આપ;
તે દેખાડયું પારખું, વેદ પુરાણે છાપ. ૧૧૫

બંધવ બે સુખિયા થયા, કહી વીતકની વાત;
વણજારા માંહે હતી, જેહ પોતાની માત. ૧૧૬

તે નાયક આવ્યો નગરમાં, પંચલખ્ખી છે પોઠ;
તે રાજાના મોહોલમાં, ગુણવંત બેઠો ગોખ. ૧૧૭

વાત કરી વિનોદની, કર્યાં ચતુરાઈ ચેન,
તે નાયક કહે અમે ઊઠીશું, વાટ જુએ મુજ બહેન. ૧૧૮

રાજકુંવર મન રીઝિયા, પૂછી પટંતરે પ્રીત;
માનો આજ્ઞા બહેનની, એ તો રૂડી રીત. ૧૧૯

છે નાની કે મોટી છે, પિતરાઈ કે ઓરમાન;
કે સગી કે સાવકી, ગુણીજન કરો ને જ્ઞાન. ૧૨૦

નાયક કહે નરપત સુણો, અમો બોલીએ બહેન;
માજાઈથી અદકી એ ઘણું, તન મન ધન એ એન. ૧૨૧

કન્યા તે કંથ વહાલા તણી, નારાયણશું ચેન;
ચંતની ચંદન રાયની, છે મોંયબોલી બેન. ૧૨૨

સાયર નીર બે દીકરા, વહાલા તણા વિજોગ;
તે રડવડતી'તી રાનમાં, ભામની કર્મના ભોગ. ૧૨૩

હેતે હાથ મારે ચડી, દેવી દેવાંશી ડાહી;
મલિયાગરી તે ભામની, હું તો તેનો ભાઈ. ૧૨૪

વણઝારાને વધામણે, આપ્યો મોતી હાર;
હેત હરખ હૈડે થયું, ઊલટ અપરંપાર. ૧૨૫

અણુવણુ પાએ અધિપતિ, મલિયા માને બેય;
આંસુ ચાલ્યાં હરખનાં, નૌતમ વાધ્યો નેહ. ૧૨૬

થાને ભીનો કંચુઓ, હરખનાં વાગ્યાં બાણ;
અરસપરસ વરસ બારનાં, વિગતે કર્યાં વખાણ. ૧૨૭

પાયે લાગી બે પદ્મની, કુળવંતી કહેવાય;
ચંદનની ચિંતા થઈ, ગુણ સહુ તેના ગાય. ૧૨૮

ગોર એક ડાહ્યો ઘરતણો, પ્રીતે તેડ્યો પાસ;
લેખ લખી એક આપિયો, અતિશે દીધી આશ. ૧૨૯

પરમુલક પરદેશમાં, ગુફા ઘેવર કે ગામ;
લખ્યો કાગળ દેખાડજો, ઠરજો જોઈને ઠામ. ૧૩૦

"ક્યાં ચંદન ક્યાં મલિયાગરી, ક્યાં સાયર ક્યાં નીર;"
કહેતા ફરજો એટલું, શોધન કરો શરીર. ૧૩૧

પ્રતિ ઉત્તર પ્રીછે તેનો, પૂરો લખાવજો લેખ;
કામ સરે સહી આપણું, તેમાં નહિ મીનમેખ. ૧૩૨

વિપ્ર હીંડે વાંચતો, લખિયો કાગળ ગાય;
છાનાં રહે સૌ સાંભળી, ઘાવ પૂરો નવ થાય. ૧૩૩

એક સમે એક ગામમાં, બેઠો બુદ્ધનિધાન;
વાંચ્યો કાગળ વિપ્રજન, સિદ્ધ થયો સાવધાન. ૧૩૪

વિભૂત ચોળી છે વપુ વિખે, જટા ધરી છે શીશ;
દેરે બેઠો દરિયા તટે, અહરનિશ પૂજે ઈશ. ૧૩૫

સમરણુ કરે શૂલપાણુનું, ધરણીધરનું ધ્યાન;
વાંચ્યો કાગળ વિપ્રજન, પોતાને અભિધાન. ૧૩૬

કાગળ લીધો કરથકી, વાંચી જોયો વરત;
અખંડ ધાર આંસુ તણી, તે વેળા ચાલી તરત. ૧૩૭

તેણે ઘાવ પૂરો કર્યો, વિપ્ર હાથથી વેહ;
પાછો આપ્યો પંડિતને, ભ્રાંત ન ભાગી ભેદ. ૧૩૮

"ક્યાં ચંદન ક્યાં મલિયાગરી, ક્યાં સાયર ક્યાં નીર;
જિમ જિમ પડે વિપત્તડી, તિમ તિમ સહે શરીર." ૧૩૯

વિપ્ર વધામણી લાવિયો, જ્યાં છે રાણી રાય;
વાત કહી વિદેશની, ઊલટ અંગ ન માય. ૧૪૦

દક્ષણુમાં દેરું દેવનું, ધર્યો જોગીએ જોગ;
તેણે કાગળ વાંચિયો, ભાવ ધરીને ભોગ. ૧૪૧

અખંડ ધાર આંસુ વહે, ન રહી ધારણા ધીર;
"જિમ જિમ પડે વિપત્તડી, તિમ તિમ સહે શરીર." ૧૪૨

પૂરો કરી આપ્યો પલકમાં, આવ્યો ઊલટ ભેર;
એક માસમાં આવિયો, રાય તમારે ઘેર. ૧૪૩

દુંદુભિ વાગ્યાં દેવનાં, ગડગડિયાં નિશાન;
તન બે ચાલ્યા તેડવા, ભાવે ઉદિયો ભાણુ. ૧૪૪

પાગ નમ્યા પિતા તણે, દંડવત કર્યાં દશવીશ;
પ્રદક્ષણા પંદર કરી, ખોળે મેલ્યાં શીશ. ૧૪૫

એકાંતે બેઠા અધિપતિ, તન બે ત્રીજો તાત;
વીતક કહી વરસ બારની, કહી વિસ્તારી સૌ સાથ. ૧૪૬

મુસ્તક મુગટ ધરાવિયો, શિર સોહાવ્યાં છત્ર;
હસ્તિએ બેઠા હેતથી, પંચ પિરોજા પત્ર. ૧૪૭

ગડગડયાં ઘોર નિશાન ને, આવ્યા ગાતા ગાથ;
ભેટયાં પોતે ભાવશું, સતવંતી સ્ત્રી સાથ. ૧૪૮

દિવસ દોહેલા વહી ગયા, રૂડું પામ્યા રાજ;
સેના લઈને સંચર્યાં, પેશકશાને કાજ. ૧૪૯

દીવાન મેલ્યો તે ગામમાં, ઠરાવ કરી રાખ્યો ઠામ;
ચતુર નર ચારે જણાં, આવ્યાં ચંદનાવતી ગામ. ૧૫૦

વીંટયું ગામ વસુધાપતિ, વરત્યો જેજેકાર;
પુંડરીકને પ્રાજે કર્યો, ક્ષણું ન લાગી વાર. ૧૫૧

આણુ ફેરવી આપણી, શોભ્યા સજ્જન સહુ સાથ;
અરથ ગરથ ભંડારનો, પુંડરીકનો આવ્યો હાથ. ૧૫૨

પ્રૌઢાં મંદિર માળિયાં, પ્રૌઢાં ગામ ગરાસ;
પ્રૌઢી પ્રજાની પ્રીતડી, પામ્યા લીલવિલાસ. ૧૫૩

ચંદન ને મલિયાગરી, તન સાયર ને નીર;
બે વહુઓ તેની બાળકા, છએ શુદ્ધ શરીર. ૧૫૪

ખાય પીએ દિન નિરગમે, આનંદે દિન જાય;
એક દિવસ એક રાતમાં, બીજું કૌતક થાય. ૧૫૫

મહીપતિ પોઢયો મેડીએ, મેનમેન માઝમ રાત;
જાગે પોતે એકલો, સૂતાં માનવ જાત. ૧૫૬

એટલે શબ્દ બીજો થયો, પડું પડું પડું કહ્યું ત્રણ;
તેહ સાંભળ્યું સર્વદા, સ્વયં રાયે નિજ કર્ણ. ૧૫૭

પડું પડું તે શું કહે, પડીશ હવે તું કેમ;
કાંઈ બાકી રાખીશ મા, રાખે તે મુજ સમ. ૧૫૮

મોટો કડાકો મહેલમાં, તૂટી પડિયો તરત;
દીપક જોત દશે દિશા, નરપત કીધી મરત. ૧૫૯

સાક્ષાત્કાર કોઈ શક્તિ છે, શોભામાં લક્ષ્મી મૂલ્ય;
થયો ઢગ હીરાતણો, ચિંતામણિ સમતુલ્ય. ૧૬૦

પ્રકટી કન્યા કો કારમી, પદ્મની પૂરણ પૂર;
સિંહલંકી શુભ કામની, નારીમાં બહુ નૂર. ૧૬૧

વેણ દીસે વાસુકિ તણી, ઉદર આપ અપાર;
વાસ દીસે વનિતા તણો, હૈડા કેરો હાર. ૧૬૨

દીઠી કો દેવાંગના, જોઈ રામાનું રૂપ;
એ કન્યા કોને પરણશે, ભ્રાંતમાં પડિયો ભૂપ. ૧૬૩

ત્યારે શબ્દ બીજો થયો, સાંભળ રાજા કરણ;
પિતા એક ને પુત્ર બે, તોલ વિચારો ત્રણ. ૧૬૪

જેણે દુઃખ વેઠ્યું ઘણું, તેનું કરજો તોલ;
તે કન્યાને પરણશે, બોલ્યા એવા બોલ. ૧૬૫

એટલે સરવે જાણિયું, પેર વિવાહની વાત;
પુત્ર પિતા સહુકો મળ્યા, પોફાટે પરભાત. ૧૬૬

વેદ વચન લોપાવિયુ, માન્યું કારણ વરત;
તે લગને તે મહૂરતે, પરણાવી કન્યા તરત. ૧૬૭

ઢોલ ઢબૂકાં થઈ રહ્યાં, પરણ્યો રૂડી પ્રીત;
વિવાહમાં વરણવ કશા, રાજસ રૂડી રીત. ૧૬૮

શબ કહે સતવાદી સુણો, વિક્રમ વીર વડહથ્થ;
દાને માને ડહાપણે, શુભ કામે સમર્થ. ૧૬૯

વેઠયું દુઃખ કોણે ઘણું, કોણ પરણ્યો કન્યાય;
બ્રહ્મહત્યાદિક પાપ છે, જો બોલો અન્યાય. ૧૭૦

છાનો કેમ રહે છત્રપતિ, સાચી વાતપર સ્નેહ;
જળ મૂક્યું જૂઠી વાતનું, એહ દેવાંશી દેહ. ૧૭૧

જેને દેતાતા શૂળીએ, નાંખ્યો સમુદ્ર માંય;
કન્યા પરણાવી તેહને, તોલ કરીને ત્યાંય. ૧૭૨

પિતા બૂડયો પલકમાં, ઢીમરે કાઢયો બહાર;
સુખે શિવ દેરે રહ્યો, પામ્યો દુઃખ તે પાર. ૧૭૩

વનિતા વણઝારે પડી, ખાન પાન સન્માન;
દુઃખ પડયું વિજોગનું, વેઠે પણ નિશાન. ૧૭૪

મૃત્યુ પામ્યો મહીપત થયો, રૂડું ભોગવ્યું રાજ;
શૂળીવાળે દુઃખ બહુ સહ્યું, કર્યું પરઘેર કાજ. ૧૭૫

બહુ દિવસ વરસ સાતથી, ચાંપ્યા તેના ચરણ;
જળ ભરતો અંન રાંધતો, કીર્તન સંભળાવતો કરણ. ૧૭૬

દુઃખના એને ડુંગરા, દુઃખનાં ઝાઝાં ઝાડ;
જળ સાયરથી જીવિયો, તેમાં પ્રભુનો પાડ. ૧૭૭

સાબાશ કહી શબ ઊડિયું, ચોટયું વડને ઠેઠ;
જ્યાં મસાણ છે ગાંધ્રવિયું, ક્ષિપ્રા વહે છે હેઠ. ૧૭૮

પુરપતિ તો પાછો વળ્યો, ગુણવંત આવ્યો ઘેર;
સિદ્ધ આગળ માંડી કહી, પ્રભાત સમે સૌ પેર. ૧૭૯

આપું તુજને એહ તો, ત્યારે પીશું નીર;
અંનજળ નવ ભક્ષણુ કરું, સાંભળ સિદ્ધ શરીર. ૧૮૦
રખીદાસ પ્રતાપથી, થયો ગ્રંથ એ સાર;
એ ગ્રંથ જેણે ઓળખ્યો, નહિ જમડા દે માર. ૧૮૧
નવમે દિવસે નરપતિ, ઠીક કરાવી ઠાઠ;
સામળભટ સાચું ભણે, કથા થઈ છે આઠ. ૧૮૨
શ્રોતા વક્તા સૌ સાંભળે, અંબા પૂરે આશ;
કલ્યાણકારી સૌ વિશ્વને, કહે કવિ સામળદાસ. ૧૮૩

## ૩

## પરચૂરણ છપ્પા

કોઈ કહે આવ્યો તાવ, કોઈ કહે થયું કોગળિયું;
કોઈ કહે કરડ્યો નાગ, કોઈ કહે વાસી વળિયું;
કોઈ કહે વાધ્યો રોગ, કોઈ કહે શસ્ત્ર જ વાગ્યું;
કોઈ કહે મારી મૂઠ, કોઈ કહે પાપ જ લાગ્યું;
ઈશ્વર માથે લેતો નથી, જગતમાંહીં મહિમા જુઓ;
સામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યું તેથી મૂઓ. ૧

પેસે અરણુવનીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે;
પર્વતમાંહી પ્રવેશ, કરે આપે એકાંતે;
ઓષડ અમૃતાહાર, ભમે ભૂલ્યા બહુ ભ્રાંતે;
કિંકર રાખે કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે;
સામળ કહે છે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે. ૨

જે જાયું તે જાય, જેહ ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડયું તે તો ઊતરશે;
લીલું તે સુકાય, નવું તે જૂનું થાશે;
આયુર્દાવશ સર્વ, કાળ સૌકોને ખાશે;
જો કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિકે પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી. ૩

*

કોઈ આજ કોઈ કાલ, કોઈ માસે ખટમાસે;
કોઈ વર્ષ દસબાર, કોઈ પચ્ચીસ પચાસે;
કોઈ સાઠ સિત્તેર, કોઈ પોણોસો એંસી:
જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી;
જે નામ તેનો નાશ છે, ધર્મ જ એવો ધારવો;
કવિ સામળ કહે મૂરખ કરે, ગંદી દેહનો ગારવો. ૪

*

જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં ના'ય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુડાવે શીષ, અજા મુખ દાઢું રાખે;
ગર્ધવ લોટે છાર, શુક મુખ રામ જ ભાખે;
વળી મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે;
કવિ સામળ કહે સાચા વિના, કોણ સ્વર્ગમાં જાય છે. ૫

ઊંચું ભાળે ઊંટ, વાગોળ નીચું ન્યાળે;
તરુવર સહે છે તાપ, પહાડ આસન દૃઢ વાળે;
ઘર કરી ન રહે નાગ, ઊંદરો રહે છપીને;
નોળીકર્મ ગજરાજ, ભક્ષ ફળપત્ર કપિને;

ઈશ્વર અનુભવ વિણુ નવ મળે, સહેજ ભાવના ભંગ છે;
સામળ મનસા સિદ્ધ તેહને, કાથરોટમાં ગંગ છે.

૪

ઉખાણાં

છેલ કૂદંતો છેક, એક કહે એ તો ઘોરી;
શિંગ નથી તે શીશ, કહે ત્યારે તો તોરી.
પીઠે નથી પલાણુ, ત્યારે તો મેડક માણે;
નથી રહેતો તે નીર, જરૂર કોઈ સસલો જાણે.
પણ સસલાને પગ ચાર છે, પગ વિણુ આ તો પરવરે;
સામળ કહે અર્થ સહેલ છે, રૂડા જન રુદયે ધરે.
ચાંચડ

*

અચરત સરખું એક, સાંભળ્યું છે સૌ કરણે;
જતા દીઠા જશવંત, તોલથી જન તો ત્રણે.
ખટ પગ ને ખટ હાથ, નેત્ર બે દૈવત દેખે;
બે ચરણે ચાલંત, લલિત લક્ષણથી લેખે.
તે કાનને નામે નામ છે, સતવાદી શોભિત સદા;
કવિ સામળ કહે શોધી જુઓ, કૂડ કથન ન કહું કદા.
કાવડવાળો શ્રવણ

*

ભાત ભાતના રંગ, લીલો પીળો કે રાતો;
લોહ લકડ વૃક્ષ વેલ, રાવ રંક દુર્બળ માતો.
કનક કથીર મણિરત્ન, મેર મોટમ તુછ તરણાં;
જીવજંતુ પશુ પક્ષી, સિંહ નર હસ્તી હરણાં.

વળી જડ ચૈતન નર નારીઓ, લાયક જન લેખી લિયો;
સામળ કહે ચેતો ચતુર નર, એક રંગ સૌનો કિયો.

પડછાયો

*

ચતુર નર તું ચેત, એક અચરત મેં દીઠું;
સુંદર રૂપ સ્વરૂપ, અધિક અમૃતથી મીઠું.
કાયા ઉપર હાડ, હાડપર વાળ ભણીજે;
વાળ ઉપર છે રુધિર, સુગુણ તેના જ ગણીજે.
ખરી તે ઉપર તો ખાલ છે, ખાલ ઉપર વાળ જ નથી;
વળી મુખમાંથી અમૃત ઝરે, સામળ કહે કહો કથી.

કેરી

*

પુણ્ય સુપાત્ર પવિત્ર, કુલ એવાની કન્યા;
કીધો પિતાનો કાળ, એહ પણ મોટો અન્યા.
વરી વડાઉવા સાથ, જાત રૂડો તે જાણી;
કાંઈ ન ચડયું કલંક, વડા લોકોએ વખાણી.
કહો કવણ નાર પિતા કવણ, કવણ વડાઉને વરી;
વળી કવણ કુળ પેદા થઈ, સામળ કહે તે સુંદરી.

ઝાંઝવા

*

સરસ સરોવર એક, ભર્યું છે નિર્મળ નીરે;
પીએ નહિ કોઈ પંથી, હંસ નવ બેસે તીરે.
તે સર સમીપ જાય, બૂડે જન જોતાં ઝાઝા;
દુઃખ ન પામે દેહ, રહે તરતીએ તાજા.
કવિ સામળ કહે છે કારમું, હોંશીજનને હિત હશે;
સ્વામી લાવો સોહામણું, તો સોળે પૂરા થશે.

દર્પણ

# પ્રીતમદાસ

૧

હરિભજન વિના, દુઃખદરિયા સંસારનો પાર ન આવે;
જડબુદ્ધિ જીવ, સંત વિના શુદ્ધ મારગ કોણ બતાવે.
તેં અનેકવાર અવતાર ધર્યા, બહુ કર્મ તણા કોઠાર ભર્યા;
અઘઓઘ તણા અંબાર કર્યા. હરિ૦ ૧

તું ઝાડ પહાણ જડ રૂપે રહ્યો, તેં શીત તૃષા બહુ તાપ સહ્યો;
તારો ક્લેશ કોણે નવ જાય કહ્યો. હરિ૦ ૨

ફર્યો ચાર ખાણ લક્ષ ચોરાશી, થયો જળચર સ્થળચર નભવાસી;
માયાબંધનથી ન શક્યો નાસી. હરિ૦ ૩

પામ્યો મનુષ્યદેહ તેમાં ન મણ્યા, ધનધામ પુત્ર પરિવાર ઘણા;
હવે ગાઈ લે ગુણ ગોવિંદ તણા. હરિ૦ ૪

કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, એવું જનમ મરણનું દુઃખ જાણી;
શું સૂતો છે આળસ આણી. હરિ૦ ૫

૨

મન માને નહિ, સો ફેરા સમજાવું તોયે શું થાયે;
ખળ કઠણ કઠોર ચંચળ, ચોર ચપળ ચિત્ત ચોદશ ધાયે.
મન ભૂત તણી પેરે ભમતું, ચાલે માયાની સંગે રમતું;
એને હરિ ભજવાનું નથી ગમતું. મન૦ ૧

મન નિર્લજને લજ્યા ન મળે, પીળું ભાળે પોતાને કમળે,
લઈ નાખે માયાને વમળે. મન૦ ૨

જેમ કૂકર માથે માર પડે, તોય આવી ઊભું દ્વાર અડે;
ફળ દેખીને મરકટ ઝાડ ચડે. મન૦ ૩

જો જમકિંકરનું દુઃખ જાણે, તો મિથ્યા સુખને શીદ માણે;
ગયો અવસર ઉરમાં નવ આણે. મન૦ ૪

કહે પ્રીતમ પરપંચ પરહરતાં, શુધ ભાવે હરિનું સમરણ કરતાં;
કંઈ વાર નહિ ભવજળ તરતાં. મન૦ ૫

૩

વાલાજી તું મોકલને વરસાદ રે, શામળિયા
સાધુ સંત શાનો કરશે પરસાદ રે, શામળિયા
અંનજલ ખૂટયાં ટૂટયાં સગપણ સહુનાં રે, શામળિયા
નથી ખમાતાં દુઃખડાં ગરીબ ગઉનાં રે, શામળિયા
પશુ પીડાય ન મળે પાણી તરણ રે, શામળિયા
બિરદ તારું કહાવે અશરણશરણ રે, શામળિયા
સામ્રથ નહિ ત્યારે સ્રષ્ટિ કરી શું કરવા રે, શામળિયા

પરજાને તો જોયે નિત્ય પેટ ભરવા રે, શામળિયા
પરજા પીડાય તેહનું પતિને પાપ રે, શામળિયા
અંતરજામી જુઓ વિચારી આપ રે, શામળિયા
અંન વિના તે કયમ કરી દિન કાઢે રે, શામળિયા
અબળાનું બળ એટલું આંસુ પાડે રે, શામળિયા
જોરે કરીને જીવે કયમ જિવાય રે, શામળિયા
નજર કરો તો નવખંડ લીલા થાય રે, શામળિયા
દુનિયામાં પીડાય તાહરા દાસ રે, શામળિયા
માનવીએ તો મૂકયો છે વિશવાસ રે, શામળિયા
પ્રીતમના સ્વામી છો પરદુઃખ જાણુ રે, શામળિયા
ઘણી થઈ છે મૂકો મનની તાણુ રે, શામળિયા

૪

બાળકના અપરાધ જુએ જો માત રે, વહાલાજી
ત્યારે તેનો કરે ઘડીમાં ઘાત રે, વહાલાજી
પિતા પુત્રની જ્યારે લાંચ ખાશે રે, વહાલાજી
ત્યારે વળતી કયમ જુગમાં જિવાશે રે, વહાલાજી
જલ સીંચ્યાનું મેઘ માગશે મૂલ રે, વહાલાજી
ત્યારે તો શું ટળશે અમારું સૂળ રે, વહાલાજી
હીંડયાનું જ્યારે ભોમી ભાડું લેશે રે, વહાલાજી
ત્યારે કોણુ ઊભું રહેવા દેશે રે, વહાલાજી
વિશ્વંભર થઈ વહેરો જ્યારે કરશો રે, વહાલાજી
સૃષ્ટિનું કેઈ પેરે સંકટ હરશો રે, વહાલાજી
દુનિયાનું દુઃખ દયા કરીને ટાળો રે, વહાલાજી

પૂરણાનંદજી બિરદ તમારું પાળો રે, વહાલાજી
જગત જિવાડો તો મોકલજો મેહ રે, વહાલાજી
નહિ તો પડશે પલક વારમાં દેહ રે, વહાલાજી
હુકમી બંદા હુકમ કરો તો આવે રે, વહાલાજી
નાનાવિધનાં નૌતમ અંન ઉપજાવે રે, વહાલાજી
પ્રીતમના સ્વામી એ પ્રાક્રમ મોટું રે, વહાલાજી
જળ વરસે નહિ તો જીવ્યાનું ખોટું રે, વહાલાજી

## ૧

### પદ

ખબરદાર મનસૂબાજી, ખાંડાની ધારે ચડવું છે;
હિમ્મત હથિયાર બાંધી રે, સત્ય લડાઈએ લડવું છે.

એક ઉમરાવ ને બાર પટાવત, એક એક નીચે ત્રીસ ત્રીસ,
એક ધણી ને એક એક ધણિયાણી, એમ વિગતે સાતસેં ને વીસ;
સો સરદારે ગઢ ઘેર્યો રે, તેને જીતી પાર પડવું છે.

પાંચ પ્યાદલ તારી પૂંઠે ફરે છે, ને વળી કામને ક્રોધ,
લોભ મોહ માયા ને મમતા, એવા જુલમી જોરાવર જોધ;
અતિ બલિષ્ટ સ્વારી રે, તે સાથે આખડવું છે.

પ્રેમ પલાણ કરી, જ્ઞાન ઘોડે ચઢી, સદ્ગુરુ શબ્દ લગામ,
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલી રે, નિર્ભે નિશાને ચડવું છે.

સૂરત નૂરત ને ઇડા પિંગળા, સુખમણા ગંગા સ્નાન કીજે,
મન પવનથી ગગન મંડળ ચઢી, ધીરા સુધા રસ પીજે;
રાજ ઘણું રીઝે રે, ભજન વડે ભડવું છે.

૨

ધાહ સુણી ધાજો રે, ધિંગડમલ ધિંગા ધણી;
પ્રભુનું પત પાળો રે, ભાવે ભાળો ભક્તો ભણી.
હું પતિત તમો પતિતપાવન, હું દીન તમો દયાળ,
હું ચાકર તમો ઠાકર મારા, પ્રેમતણા પ્રતિપાળ;
સંભાળ લીજે સ્વામી રે, અંતરજામી આશા ઘણી.
ભૂમિ આસ્માન તણો ત્રાસ બંધાણો, વાલ્યું જલ પવન ગગન,
દંડી વિરંચી વિષ્ણુ શંકર તમે, તો ક્યાં ત્રણ ભુવન;
સ્વેદજ ઉદ્ભિજની રે, બાજી તો તારે હાથે બણી.
કોટી અપરાધ કોટી ગુના અમ, ક્ષમો ગરીબનિવાજ,
તું તારા બિર્દ સામું જોજે, કરો કરુણાનિધિ સુખ કાજ;
લજ્જા મારી રાખો રે, મહાન સંત ચિંતામણિ.
ભારે ભરોંસો વિશ્વાસ વિશ્વંભર, આશા પૂરો અનાથના નાથ,
દુઃખ વિલાપ સંકટ કપટ ટાળો, હરિ હેત કરીને ઝાલો હાથ;
ધીરાની વારે ધાજો રે, તારે ને મારે પ્રીત ઘણી.

૩

મહા માન સરોવર રે, જુઓ તમે મતિવતી;
જેની ગતિ ગૂઢ જ રે, રાઢય નથી એમાં રતિ.
પહોળાઈ લંબાઈ સર્વ છે સરખી, નિર્મળતા વખણાયે જાણ,
પવિત્રતા તો પૂરી વસે ત્યાં, પંડિત જન કરે પ્રણામ;
હંસ ચરે હારમાં રે, ગરવી જેની મહાગતિ.
શીતળતા તો સારામાં સારી, ત્રણ તરેહના પવન વાય,
જોનારા તો વખાણ કરે અતિ, કેટલાક તો જોવા જાય;
એવું નિર્મળ તો સરોવર રે, શોભા તેની સારી હતી.

વૃષ્ટિનો કાળ આવી પહોંચ્યો જ્યારે, ત્યારે બગડ્યું નીર તમામ,
વિસ્તાર તો એકત્ર થઈ ગયો, પવિત્રતા પહોંચી મહા ધામ;
બગડ્યું ત્યારે બગડ્યું રે, છત કહું હું તો છતી.

માનસરોવરશા માણસને, આવી યૌવનતા બગાડે,
તેને ત્યારે કોણ જ વારે, જુદ્ધ મોટાશું જગાડે;
ધીરો કરે ધ્યાન જ રે, તારે કમળાનો પતિ !

૪

દીવા તો છે ઘેર ઘેર રે, તેને જાળવી જોજો;
શોભામાં અનુપમ રે, કારજ ખરું નવ ખોજો.

એના વિના પળ વાર ન ચાલે, રહે અંધારું ઘોર,
માનવ છતાં પશુપક્ષીના જેવું, દર્શે તે ઠોરે ઠોર;
દીવો ઝગમગતો રે, ખુશી જોઈને હોજો.

એની શિખા તો એના થકી સારી, શોભામાહીં દેખાય,
હાથ અડે તો કરી દે અવળું, લક્ષણ રૂડાં લેખાય;
અરર કહેવડાવે રે, દાઝયા દાઝયા કહી રોજો.

પાત્ર ધરો તો વળે અતિ કાજળ, એવું કાળું ભરી રાખ્યું ક્યાંય,
સુવર્ણ જેવામાં શામતા કેવી, મારે કહેવાનું છે એની માંય;
લક્ષ્મી લહો એવી રે, બૂડો વધતાં બોજો.

સ્પર્શમાં તીક્ષ્ણતા એની એવી, અંતરમાં કાળાશ,
બુદ્ધિવાનને બુરાડી દેતી એ, કોઈની કરે નહિ બાલાશ;
ધીર ધ્યાન ધારી રે, જણાશે એ જોજો.

## ૧

# સેલૈયા આખ્યાન

## કડવું ૧લું

હરિ ગુરુ સંતને સમરીએ ને વળી, ચોથા તે ગણુપતિ દેવરે;
રિદ્ધિ સિદ્ધિ ને લક્ષ લાભ આપે, તેની સહુ પે'લી કરીએ સેવરે.

ગાવા તે ગુણુ હરિભક્તના, જેને સત્યે થંભ્યો આસમાનરે;
સત્ય વિના કદી સાહેબ ન રીઝે, ભરને પઢે વેદ પુરાણુરે.

સગાળ શેઠ ને સંધ્યાવતી, જો જો નેમવંતી નર નારરે;
એક સાધુ જમાડી પછી પોતાને જમવું,એવો અહોનિશ ધર્મ ઉદારરે.

એક સમયે એને અટક પડી ને, મેઘ મંડાણો મુસળધારરે;
પર્જન્ય રૂઠયો દિન આઠ સુધી, તોયે સત ન છોડે પડકારરે.

વરસીને રહ્યો ત્યારે વકીલ તેડાવ્યા, તમે દેખોને દોદશ ધાઈરે;
અભ્યાગત વિના મારે અન્ન ન ખપે, તેનો કરોને કોક ઉપાઈરે.

વાણોતર ચાલ્યા ગોતવા, જોયું નગર ને હરિદ્વારરે;
તળાવની પાળે એક તપસ્વી દીઠો, તેનો આવીને કહ્યો સમાચારરે.

સગાળ શેઠને સત્ય મુકાવાને, કોઢી થયા કરતારરે;
આવી દેવળમાં ઊતર્યા, જેણે શરીર કર્યું છે બેજારરે.
શેઠ તે કાને સાંભળી દ્રોડ્યા, અણુવાણુા ઉજાઈ રે;
પરિક્રમા દઈને પાય લાગ્યા, એને હૈડે હરખ ન માયરે.
દુર્ગંધ આવે ને ભૂત નાસે, વળી મળે તેમાં ખાય નેકરે;
તોય ન ડગે મન શેઠનું ભાઈ, એવી મોટાની ટેકરે.
તેનાં ચરણુ ધોઈ ચરણામૃત લીધાં, મારાં સીધ્યાં તે સર્વે કાજરે;
કર જોડીને પછે કહેવાને લાગ્યો, મારે મંદિર પધારો મહારાજરે.
સત્યવાદીએ સાહેબને ઓળખ્યા, એનો માનવી શું જાણે મર્મરે;
ભોજલના સ્વામી મારે ભુવન પધારો, મારી રાખોને લાજ ને શર્મરે.

## કડવું ૨જું

અતીત વાણી ઊચરે તમે સુણો, શ્રીમંત મારી વાતરે;
મારી કાયા મારે હાથ નથી, મુને પીડા કરે છે ઉત્પાતરે.
રથે રેવંત જોતરું, માંહી ગાદી નખાવું ગોપાળરે:
તેડીને બેસારું તમને ત્રિકમા, તમે દયા કરો દીનદયાળરે.
સાધુ કહે છે શેઠને ઘોડા વહેલનું નહિ મારે કામરે;
અભ્યાગતને રહેવું એકલું તમો મા લેજો મારું નામરે.
પ્રભુજી મંગાવું પાંજરું આંહી, ઝાઝી કરાવું જતનરે;
પવન ન લાગે એવા પડદા બંધાવું, રાખે રાંક જેમ હાથ રતનરે.
અભ્યાગત એણીપેરે બોલિયા, હું તો તો આવું નગર મોઝારરે;
તારી નારી આવે તેડવા, નીકર બેઠો છું હું તો મારે બારરે.

મન ગમતું ખાવું અમે માગીને લેશું, એમાં જાશે તમારો ભર્મ રે;
સર્ભંગી સાધુને સોત્ય નહિ ઝાઝી, ભાઈ કઠણ અમારું ખટકર્મ રે.
હરખેથી હરિજન ચાલિયો, ને આવ્યો પોતાને ઘેર રે;
પત્નીને લાગ્યો પૂછવા, આપણે શી કરવી એની પેર રે.
સતી કહે છે સ્વામી મારા, તમે ઢીલ ન કરજો લગાર રે;
તત્ક્ષણ જઈએ આપણ તેડવા, એ તો માનવી નહિ છે મોરાર રે.
સામૈયું લઈને સન્મુખ ચાલ્યાં, ગયાં પૂર્વ જન્મનાં પાપ રે;
ભોજલના સ્વામીને ભેટતાં, એના ટળી ગયા ત્રિવિધિ(ના) તાપ રે.

કડવું ૮જું

કનક હિંડોળી ને કરંડિયો માંહી, જુગ્તે બેસાર્યા જદુવીર રે;
સંધ્યાવતીએ જ્યારે શિર પર લીધા, ત્યારે ભીંજાણાં સતીનાં ચીર રે.
નગરના લોક ટોળે મળ્યા, વળી જોવાને વર્ણ અઢાર રે;
અન્યોઅન્ય વાણી ઊચરે, માંહી હાંસી કરે છે હજાર રે.
ઊનાં જળ મેલીને સ્નાન કરાવ્યાં, વળી પોઢાડ્યા પલંગ બિછાઈ રે;
ચંદન ચરચે હરિનાં ચરણ તળાંસે, વળી વીંજણે ઢોળે છે વાઈ રે.
પ્રેમ કરીને પ્રસાદ નિપાયા, મીઠા મેવાને પકવાન રે;
હાથ જોડીને આગળ હરિજન ઊભા, તમો આરોગો મારા શ્યામ રે.
અન્ને કરી દેહ મારો અગ્નિ કરે છે, મારે છે માટી કેરો હાર રે;
ઉત્તમ વરણ તમે એ કેમ કરશો, મારે એ જ મોટો છે વિચાર રે.
કસાઈવાડેથી તરત મંગાવ્યું, જેણે મેલી લોકની લાજ રે;
ભાગ્ય મોટાં હરિ ભુવન પધાર્યા, ધન્ય ધન્ય દહાડો મારે આજ રે.
અનેક રૂપ અમે અહોનિશ કરીએ, ને વળી રહીએ વનમાંહી રે;
અઘોરપંથીને એક હાર માણસનો, વિના બીજું ન ખપે મારે કાંઈ રે.

નરને નારી મળી એકઠાં, હવે શો તે કરવો ઉપાય રે;
પ્રભુજી જોવાને આવ્યા પારખાં, જો ના કહીએ તો સત્ય જાય રે.
પુત્રને ચાલી પૂછવા ગયો, નિશાળે શેઠ સગાળ રે;
સુતને કહે છે કે એક સાધુ આવ્યો છે, કરવા તમારો દેહકાળ રે.
સેલૈયો કહે સત્ય કેમ મેલીએ રે, મરની જડામૂળથી જાય રે;
ભોજલ કહે સત્યવાદી ભાઈડા રે, એ તો અટક પડે ઓળખાય રે.

### કડવું ૪થું

પિતાજી કાયા તો રે અંત પડવાની,
બોલ્યા બુદ્ધિ ઉજાગર બાળ રે;
સાધુને હાથે મારું મૃત્યુ સુધરશે,
ટળશે જન્મ મરણુનો જંજાળ રે.
આગે મોરુધ્વજે પિતા! અંગને વહેરાવ્યું,
કર્ણે કીધું કાયાનું દાન રે:
શિબિ રાજાની માટી છાબે તોલાણી,
ત્યારે રીઝયા'તા ભગવાન રે.
હરિશ્ચંદ્રને માથે પિતા ! હેલ પાણીની,
એવો દૈવે દીધો'તો દંડ રે;
સત્યવાદી બંદા કદી સત્ય ન છોડે,
મરની ભાંગી પડે બ્રહ્માંડ રે.
હિંમત રાખો પિતા હાર મ પામો,
તમે જુઓ મોટાના મર્મ રે:
પરમાર્થ સારુ આગળ પ્રાણુ હોમ્યાતા,
તોય છોડયા નો'તા સત્યધર્મ રે.

દધિચિ ઋષિને જાચ્યા દેવતા,
જેના વાંસાનું કરવા વજર રે;
કુ'વાડે અંગને માંડ્યું કાપવા,
તોય બોલ્યા નહિ બુદ્ધિના સાગર રે.

શિર (તો) મળશે પણ આવો સમય નહિ મળે,
ઘરે મોહન થયા છે મહેમાન રે;
અવસર આવ્યે પાછાં પગલાં ન ભરીએ,
કરીએ તન મન ને ધન કુરબાન રે.

એવો પડકારો જ્યારે પિતાને કીધો,
ત્યારે હરિજન થયા છે હુશિયાર રે;
પુત્રનાં વચન કાને સાંભળીને,
એની છાતીમાં પડી ગયા શાર રે.

ચાકેથી પિંડો જેમ સર્વી ઉતારે,
એમ સેલૈયે કાપ્યું શીશ રે;
આગળ લઈને અર્પણ કર્યું,
ત્યારે જોઈ રહ્યા જગદીશ રે.
બહુનામી કહે છે બાઈને રે,
તમે સોળ કરો શણગાર રે;
ગાતાં (ને) વાતાં હસ્તાં શબને સુધારો,
તમે રખે (કોઈ) રોતાં નહિ લગાર રે.
કળપિત દાન હું તો કોઈનું નથી લેતો,
મારે આગુની છે એવી ટેવ રે;
ભોજલનો સ્વામી કહે છે ભાવે કરીને,
હવે તૈયાર કરોની તતખેવ રે.

## કડવું ૫મું

સતીએ તે કાજલ સારિયાં ને રે,
ખાંડવા બેઠાં તેણીવાર રે;
હાલરડાં ગાતાં બાઈ હરખેથી,
(કીધું) તમે ભોજન કરો નંદકુમાર રે.

સાર હતું તે તમે શીંકે ચઢાવ્યું,
આ કાયા આણો છો મારે કામ રે;
ભૂખે મૂઆની ભાળી ભક્તિ તમારી,
મને મેલી આવો મારે ઠામ રે.

ખાંડણિયામાં માથું વહાલે ફરી ખંડાવ્યું,
કહેવા લાગ્યા વચન કઠણ રે;
સુરપતિ તાપ તેનો સહી ન શકયો,
ભાગ્યો ઇંદ્ર મેલીને ઇંદ્રાસન રે.

જમવાને ટાણે જોગેશ્વર બોલ્યા,
તમે સાંભળો મોરી માઈ રે;
વાંઝિયાનું અન્ન ખાવું વરજિત છે,
એમ શ્રુતિ કહે છે સમજાઈ રે.

દૈવને કહે છે એક રમત દેખાડું,
હવે મોટી થાજે મહેરબાન રે;
તુંને આવી ટેવ મુકાવું ને,
કૃષ્ણ ઝલાવું કાન રે.

પંચમાસનો ગર્ભ અમારે,
અમે વાંઝિયાં નથી મોરા નાથ રે;

સતીએ ઉદર જ્યારે ચીરવા માંડયું,
ત્યારે હરિએ તે પકડયા હાથ રે.
ધન્ય ધન્ય સત્યવાદી તમે ધર્મ રાખ્યો,
જોયું મરજીવું તમારું મન રે;
સુતને વેધીને મારું સન્માન કીધું,
એમ શ્રીમુખ બોલ્યા વચન રે.
માગ્ય માગ્ય સત્યવાદી તને શું જ આપું,
એમ કહે છે કરુણાનિધાન રે;
આવી કસણી ન દેજો રે કોઈને,
સ્વામી એ માગું વરદાન રે.
પરબ્રહ્મ પોતે પ્રગટ થયા,
જેનો વેદ ન પામે પાર રે;
સેલૈયાને સજીવન કીધો,
ત્યારે વરતાણો જેજેકાર રે.
સેલૈયા આખ્યાન તમે સાંભળો,
એવી રીતે રીઝયા'તા રામ રે;
ભોજો ભગત એમ બોલિયા,
જેનું નવખંડમાં રાખ્યું નામ રે.

૨

નાથ મોરી અરજ સુણો અવિનાશી,
હું તો જનમ જનમ તોરી દાસી. ટેક૦
સતી સભામાં શ્યામ સંભારે, ત્રિકમ તોરે રંગ રાચી;
પ્રકટ થાઓ પાતળિયા વા'લા, હરજી થાશે બહુ હાંસી.

આ સમય તો અર્જુન જેવા, તે પણ રહ્યા છે તપાસી;
ભીમસેન બેઠા ભૂમિ ખોતરવા, પીઠ ફેરી ગયા પાછી.
પાંડવ તો પૃથ્વીને હાર્યા, હસ્તિનાપુરકે વાસી;
અબળા નારી એમ પોકારી, જીવન તમને હું જાચી.
ભીડ પડી હવે આવો ભૂધરજી, વનિતા કહે વ્રજવાસી;
ભોજો ભગત કહે ભક્તવત્સલ, પ્રેમતણા છો પિયાસી.

૩

દુનિયા દીવાની કહેવાશે રે, ભૂંડી ભીંતોમાં ભટકાશે.—ટેક૦
પાપ જ્યારે એનું પ્રગટ થાશે ત્યારે, ભૂવા જતિ ઘેર જાશે;
ધૂણી ધૂણી એની ડોક જ દુઃખશે, ને લેનારો લઈ ખાશે રે.
સ્વર્ગમાં નથી સૂપડું ને, નથી ખાંડણિયો ને ઘંટી;
દૂધચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટી રે.
ઢોંગ કરી ધૂતવાને આવે ત્યારે, હાથ બતાવા સૌ જાશે;
ક્યારે આના કર્મનું પાનું રે ફરશે, અને ક્યારે પુત્ર જ થાશે રે.
કીમિયાગર કોઈ આવી મળે ત્યારે ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મૂડી ગમાશે રે.

૪

મૂરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પહાણો.
ધાઈ ધૂતીને ધન ભેળું કીધું, કોટીધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જૈં ન વાવર્યો, અધવચથી લૂંટાણો રે.
ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઈ ગયા કંઈક, કોણ રંક ને કોણ રાણો રે.
મંદિર માળિયાં મેલી કરીને, નીચે જઈ ઠેરાણો;
ભોજો ભગત કહે મૂઆ પૂઠે જીવ, ઘણો ઘણો પસ્તાણો રે.

## બેડા બાઈ બૂડતો તારો રે

### (પરજ)

બેડા બાઈ બૂડતો તારો રે, અંબે આઈ પાર ઉતારો રે.
આ ખેપે હું તો ઘણું કમાયો, ભર્યો અનર્ગલ માલ:
મધ્ય દરિયા વચ્ચે તોફાન લાગ્યું, શા રે થાશે હેવાલ.
ખલાસિયા તો બડબડ કરે છે, મહા જુલમ મનમાંય;
માલધણી વિમાશી રહ્યો છે, ડોલ્યું દરિયામાંય.
મધ્ય દરિયા વચ્ચે ડોલ્યું માતાજી, વહાણને નથી વિશ્રામ;
એક નામનો આશરો તારો, કરો સેવકનાં કામ.
ઊંચું જોઉં તો આભ માતાજી, નીચું જોઉં તો નીર;
બાળા શક્તિ મારી બૂમ સાંભળજો, સાજું રાખોને શરીર.

કુવાયરાની લહેરો લાગીને, મોજાંતણી શી વાત;
અપશકુનિયા વેળા આવી છે, ધાઓ ધાઓ અંબેમાત.
હાથેથી હવે નેજા છૂટયા, સઢ પણ ડંડાતોડ;
અંત સમાની આ વેળા થઈ હવે, મોટે ભાલે છે મોડ.
ડુંગરિયે તો દવ લગાડેલો, પૂર્ણ કીધેલાં પાપ;
એક પહોરથી સ્તુતિ કરું છું, આવોને આપોઆપ.
અરધું વહાણુ મેં અર્પણુ કીધું, સાક્ષી ઊંચો આભ;
આ અવસર આરાસુરી આવો, નથી ખાવો મારે લાભ.
જગત જનેતા સ્તુતિ સુણી થયાં, વાઘ ઉપર અસવાર;
ઝાઝ ઉપર જઈ ત્રિશૂળ ઝાપટયું, તાર્યું તે જળમોઝાર.
વહેવારિયો તો અચરજ પામ્યો, આવ્યું તે મનમાં વહાલ;
કર જોડી રાવો ભક્ત ભણે છે, અરપી દીધો માલ.

## ૧

(શીખ સાસુજી દે છે રે—એ ઢાળ)

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગ માંહી;
ત્રિવિધ તાપે રે, કદી અંતર ડોલે નાહીં.

નિધડક વરતે રે, દઢ ધીરજ મનમાં ધારી;
કાળ કર્મની રે, શંકા દેવે વિસારી.

મોડું વહેલું રે, નિશ્ચે કરી એક દિન મરવું;
જગ સુખ સારુ રે, કદી કાયર મન નવ કરવું.

અંતર પાડી રે, સમજીને સવળી આંટી;
માથું જાતાં રે, મેલે નહિ તે નર માટી.

કોઈની શંકા રે, મનમાં નવ ધારે;
બ્રહ્માનંદના રે, વહાલાને પળ ન વિસારે.

૨

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગે જી;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરે આગે જી.
અંગે તેલ ફૂલેલ લગાવે, માથે છોગાં ઘાલે જી;
જોબન જરનું જોર જણાવે, છાતી કાઢી ચાલે જી.
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલે જી;
મગરૂબીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલે જી.
મનમાં જાણે મુજ સરીખો, રસિયો નહીં કોઈ રાગી જી;
બહારે તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગે જી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશે જી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશે જી.

# નિષ્કુળાનંદ

## ૧

જંગલ વસાવ્યુંરે જોગીએ, તજી તનડાની આશ જી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસ જી.

સેજ પલંગ પર પોઢતા, મંદિર ઝરૂખા માંહ્ય જી;
તેને નહિ તૃણ સાથરો, રહેતા તરુતળ છાંય જી.

શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકશ જામ જી;
તેરે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ઘામ જી.

ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્ન જી;
તે રે માગણ લાગ્યા ટુકડા, ભિક્ષા ભવને ભવન જી.

હાજી કહેતાં હજારો ઊઠતા, ચાલતાં લશ્કર લાવ જી;
તે નર ચાલ્યા રે એકલા, નહીં પેંજાર પાવ જી.

રહો તો રાજાજી રસોઈ કરું, જમતા જાઓ જોગીરાજ જી;
ખીર નિપજાવું ક્ષણું એકમાં, તે તો ભિક્ષાને કાજ જી.

આહાર કારણુ ઊભો રહે, એકની કરી આશ જી;
તે જોગી નહીં ભોગી જાણુવો, અંતે થાય છે વિનાશ જી.

રાજસાજ સુખ પરહરી, જે જન લેશે રે જોગ જી;
તે ધન દારામાં નહીં ધસે, રોગ સમ જાણે ભોગ જી.

ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાની આશ જી;
કુળરે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશ જી.

૧

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક૦
સિંહણ કેરું દૂધ હોય તે, સિંહણસુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦
સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે,
ક્ષારસિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦
સોમવેલીરસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે. પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ૦
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પૂઠ ન ફરે;
દયાપ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમ ભક્તિએ વરે. પ્રેમરસ૦ ૧૧

૨

ચિત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે—
સ્થાવરજંગમ જડચેતનમાં, માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મમરણ જાય પરે.
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવણ થયું ત્યારે, લખ ચોરાશી ફરે.
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે.
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી તેવો સ્વર નીસરે.
થનાર વસ્તુ થયાં કરે, જ્યમ શ્રીફળમાં જળ ભરે;
જનાર વસ્તુ એણી પેર જાશે, જમ ગજ કોઠું ગરે.
જેવું જેટલું જ્યમ જે કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કોઈથી, શીદ કુટાઈ મરે.
તારું ધાર્યું થાતું હોત તો, સુખ સંચી દુઃખ હરે;
આપપણું અજ્ઞાનફૂળ એ મૂળ વિચારે ખરે.
થાવાનું અણચિંત્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે. ૧૭

૩

હરિ જેવો તેવો હું દાસ તમારો
કરુણાસિંધુ ગ્રહો કર મારો. ટેક૦

સાંકડાના સાથી શામળિયા, છો બગડયાના બેલી;
શરણ પડયો ખળ અમિતકુકરમી, તદપિ ન મૂકો ઠેલી.

નિજ જન જૂઠાની જાતી લજ્જા, રાખો છો શ્રીરણછોડ;
શૂન્ય ભાગ્યને સફળ કરો છો, પૂરો વરદ બલ કોડ.
અવળનું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાએ હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્રભુ દુઃખ–દુકૃત–હારી.
વિનતિ વિના રક્ષક નિજ જનના, દોષ તણા ગુણ માનો;
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન મોટો નાનો.
વિકળ પરાધીન પીડા પ્રજાળો, અંતરનું દુઃખ જાણો;
આરતબંધુ સહિષ્ણુ અભયકર, અવગુણ ઉર નવ આણો.
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર દયાપ્રીતમ ગિરિધારી;
શરણાગતવત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી. ૧૪

૪

હરિ તુને પ્રસંન તે ક્યમ થાયે,
તારા મનનું કપટ ન જાય;
તારા દિલનો છળ નવ જાય,
પ્રભુ તને પ્રસંન તે કેમ થાય. ટેક૦
હરિકીર્તન હરિનામ રટણમાં,
અતિસેં આળસ તારે;
ડાચાકૂટ લવ પરનિંદામાં,
આખો દિવસ ન હારે. હરિ૦
પ્રભુનું પૂજન કરતી વેળા,
કાયા તારી કંપે;
ગંજીફો સોકટાં કૂટતાં,
આઠે પહોર ન ઝંપે. હરિ૦

પ્રભુનું ચંદન નવ ઘસાય,
તુજ શ્રમથી શરીર બગડે;
કૂંડી કૂતકે મરી મસાલે,
ભાવે ભાંગ તું રગડે. હરિ૦
એકાદશી ઓચ્છવનું જાગરણ,
અતિ અઘરું તે લાગે;
ભવાઈ કે ગુણકાનૃત્ય જોવા,
જામિની આખી જાગે. હરિ૦
બે પૈસાની ગુરુ સેવા બતાવે,
ત્યાં ગણગણતું બોલે;
ઘરની સ્ત્રી સહેજ માગે ઘરેણું,
ત્યારે હરખમગન થઈ ડોલે. હરિ૦
ખોટાં મોતી કાચ કીડિયાં,
ભગવત ભૂષણ ઘાલે:
સોનું રૂપું મણિ મુક્તા વિના,
સ્ત્રી સુતને ના ચાલે. હરિ૦
હરિના ભક્તને લૂખું સૂકું,
વેઠ વળગી હોય જાણે;
સગાં સંબંધી ઘેર પરોણા આવે,
મિષ્ટાન્ન પીરસે ભાણે. હરિ૦
જગ દેખે ત્યાં જગને બેસે,
બાકી ના'ય ના ખાવા;
ગળાં કાપે કયમ થાએ ગળગળો,
એ વૈષ્ણવતા વાહવા. હરિ૦

આ કરવું આ ના કરવું,
એમ સહુને શિક્ષા દે છે;
તેમાંનું તું કાંઈ નથી કરતો,
અનુચિત કર્મ કરે છે. હરિ૦
અંતરનો છળ અન્ય ન લેહે,
પણ જાણે અંતરજામી;
એ તો સાચાના સંગી છે,
દાસ દયાના સ્વામી. હરિ૦

૫

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમાં પડ્યો,
મનુષ્ય દેહ મોંઘી રે, ખોયો મણિ હાથે ચડ્યો.
શું સંપત્તિ ઘણી મેળવી, શું થયું મોટે ઘરબાર,
નિશ્ચલ થઈ હરિને ભજે નહીં, ભૂંડા ધિક તારો અવતાર,
ધિક તારું જીવ્યું રે, દૈવે તને શાને ઘડ્યો. ફૂલ્યો૦
ડાહ્યો થઈ દુનિયામાં ફરે છે, તેણે શું સીધ્યું તારું કાજ,
જમની કચેરી જીતવી કઠણ છે, નથી રહેવાની તારી લાજ,
ડહાપણ તારું તારે રે, જ્યારે જમને કરે ન ચડ્યો. ફૂલ્યો૦
વાંકી મૂછ ઉપર વાટ ઊઠી રે, નર્કની વાટે તું ઠર્યો,
મિથ્યા જનુની ભારે રે મારી, એવો જન્મ ધર્યો ન ધર્યો,
માટે જોની જાગી રે, અવસર આવી ચડ્યો. ફૂલ્યો૦
સમજ મન મારા રે કહું છું, મોહમાયા મમતા તજ,
સ્મરણ કર પરબ્રહ્મ પુરુષોત્તમ, રાધાકૃષ્ણ હરિ ભજ,
દયો એવું જાણે રે, તે સર્વથી સરસ પડ્યો. ફૂલ્યો૦

૧

## નણુદલ પરોણલાં

[ બાર બાર વરસે ભાઈને ઘેર આવેલી નણંદનો આટલો આટલો તિરસ્કાર કરી લીધા પછી પણ ભોજાઈને મનમાં દાઝ રહી ગઈ કે રાંડ "માર્યા વિનાની વહી ગઈ!" ]

બાર બાર વરસે નણુદલ પધાર્યાં,
ભાભી ઉતારા દ્યોને રાજ નણુદલ પરોણુલાં.

ઘર પછવાડે પડેલ ખંડેરાં,
જઈને ઉતારા કરજો રાજ નણુદલ પરોણુલાં.

ઉતારા ભાભી સભર બનાવ્યા,
હવે દાતણિયાં દેજો રાજ નણુદલ પરોણુલાં.

ઘર પછવાડે થોરનું ઠૂંઠું,
વેડી દાતણિયાં કરજો રાજ નણદલ પરોણલાં.
દાતણિયાં ભાભી સભર બનાવ્યાં,
હવે નાવણિયાં દેજો રાજ નણદલ પરોણલાં.

ઘર પછવાડે ભરેલ ખાબોચિયાં,
જઈને નાવણિયાં કરજો રાજ નણદલ પરોણલાં.

નાવણિયાં ભાભી સભર બનાવ્યાં,
હવે ભોજનિયાં દેજો રાજ નણદલ પરોણલાં.
તમારે વીરે શાળ નથી વાવી,
ઘઉંમાં આવ્યો ગેરુ રાજ નણદલ પરોણલાં.
ભોજનિયાં ભાભી સભર બનાવ્યાં,
હવે મખવાસિયાં દેજો રાજ નણદલ પરોણલાં.
ઘર પછવાડે ઊંદરની લીંડિયું,
જઈ મખવાસિયાં કરજો રાજ નણદલ પરોણલાં.

મખવાસિયાં ભાભી સભર બનાવ્યાં,
હવે પોઢણિયાં દેજો રાજ નણદલ પરોણલાં.
તમારે વીરે વાણ નથી ભાંગ્યું,
સુતાર પીટચો ઠૂંઠો રાજ નણદલ પરોણલાં.
પોઢણિયાં ભાભી સભર બનાવ્યાં,
હવે મારગડા ચીંધો રાજ નણદલ પરોણલાં.

ઠાલા તે કૂવા ઠેકતાં જાજો,
ભર્યા કૂવામાં પડજો રાજ નણદલ પરોણલાં.
મારા હૈયામાં હામ જ રહી ગઈ,
માંર્યો વનાની વહી ગઈ રાજ નણદલ પરોણલાં.

## ૨

## જેસળ—તોળલ

પાપ તારું પરકાશ જાડેજા ધરમ તારો સંભાળ રે,
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે:
એમ તોળલ કહે છે જી.

વાળી ગોંદરેથી ગાય, તોળી રાણી, વાળી ગોંદરેથી ગાય રે,
બેની ભાણેજાં મારિયાં, તોળલદે રે:
એમ જેસળ કહે છે જી.

પાદર લૂંટી પાણિયાર, તોળી રાણી, પાદર લૂંટી પાણિયાર રે,
વનના મોરલા મારિયા, તોળલદે રે:
એમ જેસળ કહે છે જી.

ફોડી સરોવરપાળ, તોળી રાણી, ફોડી સરોવરપાળ રે,
વનકેરા મૃગલા મારિયા, તોળલદે રે:
એમ જેસળ કહે છે જી.

લૂંટી કુંવારી જાન, તોળી રાણી, લૂંટી કુંવારી જાન રે,
સતવીસું મોડબંધા મારિયા, તોળલદે રે:
એમ જેસળ કહે છે જી.

હરણુ હર્યાં લખચાર, તોળી રાણી, હરણુ હર્યાં લખચાર રે,
એવાં કરમ તો મેં કર્યાં, તોળલદે રે:
એમ જેસળ કહે છે જી.

જેટલા માથાના વાળ, તોળી રાણી, જેટલા માથાના વાળ રે,
એટલાં કરમ તો મેં કર્યાં, તોળલદે રે:
એમ જેસળ કહે છે જી.

બોલિયા જેસળ વીર, તોળી રાણી, બોલિયા જેસળ વીર રે,
મારા સાધુને તમે તારજો, તોળલદે રે:
એમ જેસળ કહે છે જી.

## ૩

## સુભાષિત

બાકર બચ્ચાં લાખ, લાખે બિચારાં;
સિંહણ બચ્ચું એક, એકે હજારાં.

કંથા તું કુંજર ચઢ્યો, હેમ કટોરો હથ્થ;
માગ્યાં મુક્તાફળ મળે, (પણ) ભીખને માથે ભઠ્ઠ.

આણંદ કહે પરમાણંદ, ભેદી કેમ ભૂલંત;
દી ઊઠે દશા ફરે, અવળા ખોપ કરંત.

જે મારગ કેસરી ગયો, રજ લાગી તરણાં;
એ ખડ ઊભાં સૂકશે, નહિ ચાખે હરણાં.

ગઈ સંપત ફિર સાંપડે, ગયાં વળે છે વહાણ:
ગઈ કીર્તિ આવે નહીં, ગયા ન આવે પ્રાણ.

પીપળ પાન ખરંતાં, હસતી કૂંપળિયાં;
અમ વીતી તમ વીતશે, ધીરી બાપુડિયાં.

સોબત કરતાં શ્વાનની, બે બાજુનું દુઃખ;
ખીજ્યું કરડે પિંડીએ, રીઝયું ચાટે મુખ.

જળ ન બોળે કાષ્ઠને, કહો ક્યાંની એ પ્રીત;
આપણ સીંચ્યું જાણીને, નવ બોળે એ રીત.

કૂવા ઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.

જળ પ્રમાણે પોયણાં, કર્મ પ્રમાણે મત;
જેવા નરને સેવીએ, તેવી દે ફળપત.

કોયલડી ને કાગ, વાને વરતાએ નહિ;
જીભલડીમાં જવાબ, સાચું સોરઠિયો ભણે.

મહેમાનું ને માન, દલભર દલ દીધાં નહિ;
માણુસ નહિ પણ મસાણુ, સાચું સોરઠિયો ભણે.

સફરાં પહેરે સૂત, ઓઢે પણ આપે નહિ;
ઈ માણુસ નહિ તાબૂત, સાચું સોરઠિયો ભણે.

કર પર પહેરે કડાં, કર પર કર ધારે નહિ;
ઈ માણુસ નહિ પણ મડાં, સાચું સોરઠિયો ભણે.

જળ માછલીયું જાળવે, અવગુણ કરે હજાર;
વડાંને નહિ વિકાર, સાયર–પેટા સામળા.

વેલે કોળાં વળગાડિયાં, વડને રાખ્યો વાંઝ;
તારી પાસે નહિ પ્રધાન,(તને)કોણ સમજાવે સામળા.

ધિંગાને દે ધાન, રાંકાને રાખે નહીં;
તું પાસે નહિ પ્રધાન, કોણ સમજાવે સામળા.

ચંગા માઢૂ ઘર રહે, ત્રણ અવગુણ હોય;
કાપડ ફાટે, ઋણ વધે, નામ ન જાણે કોય.

પાન પદારથ સુઘડ નર, વણ તોળ્યાં વેચાય;
જેમ જેમ ભૂમિ પાલટે, તેમ મૂલ મોંઘેરાં થાય.

ગોડી પૂછે ગોડિયા, કોણ ભલેરો દેશ;
સંપત હોય તો ઘર ભલાં, નહિ તો ભલો પરદેશ.

ભર ચોમાસે ઝણુ પડે, ઘોડો ઘાસ ન ખાય;
છતે પલંગે ભોંય સૂએ, કહો ચેલા કેમ થાય?
પાયા વિના.

બાંધી ઢાલ શોભે નહીં, છેલ માંગવા જાય;
માલણુ મન રીઝે નહીં, કહો ચેલા કેમ થાય?
ફૂલ વિના.

કોઠારુંમાં કણુ સડે, કાંસુ કાટ જ ખાય;
જોગી નર ઝાંખો રહે, કહો ચેલા કેમ થાય?
ભભૂત વિના.

ગાડું ભાંગ્યું રણુ વિષે, ઘાયલ તરસ્યો થાય;
આંખો આવી દુ:ખવા, કહો ચેલા કેમ થાય?
પાટા વિના.

ભમરડો ભમે નહિ, કાપડ કઠણુ ન થાય;
ધોરી હળ હાંકે નહિ, કહો ચેલા કેમ થાય?
આર વિના.

પાન સડે ઘોડા અડે, વિદ્યા વીસરી જાય,
રોટી દાઝી ખાખ થઈ, કહો ચેલા કેમ થાય?
ફેરવ્યા વિના.

ધન જોબન ને ઠાકરી, તે ઉપર અવિવેક;
એ ચારે ભેગાં હુવાં, અનરથ કરે અનેક.

આશા ઊંડી ખાડ, પહાડથી પણુ પુરાય નહિ;
હેમ મેરુ સમ હોય, તોયે મન માને નહિ.

કાંઉ ઘણાં આકોલિયાં, કાંઉ ઘણા કપૂત;
મહિષી તો હક્કડ ભલી, હક્કડ ભલા સપૂત.

કોક પુરુષ કોક ઘોડલો, કોક કુળવંતી નાર;
સરજનહારે સરજિયાં ત્રણે રતન સંસાર.

જોઈ વહોરિયે જાત, મેલે નહિ મરતાં લગી;
પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ.

મોતી ભાંગ્યું વીંધતાં, મન ભાંગ્યું કવેણ;
ઘોડો ભાંગ્યો ખેડતાં, એને નહિ સાંધો નહિ રેણ.

જેને બોલે બંધ નહિ, મરમ નહિ મનમાંહી;
તેનો સંગ ન કીજીએ, છોડી જાય વનમાંહી.

ગોલા હૂંદી ગોઠડી, ખાખર હૂંદી વાડ;
હળવે હળવે છોડીએ, જેમ પાણી છંડે પાળ.

સૂમ શિયાળ ને કાચબો, પરઘર પહોળાં થાય;
ટાણું આવે આપઘર, ઝટ સંકેલાઈ જાય.

ઘેલી માથે બેડલું, મરકટ કોટે હાર;
જુગારી ગાંઠે ગર્થ તે, ટકે કેટલી વાર?

ભાણાં ખડખડ ને લોહઝડ, આવતડાં પૈયાં,
એટલાં વાનાં જાળવે, જેનાં વજરપે હૈયાં.

કણબી પાછળ કોડ, કણબી કોઈ પાછળ નહિ;
મૂળે મોટી ખોડ, ઊંહુંનું ઓસડ કંઈ.

પૂરવ તાણે કાચબી; જો આથમતે સૂર;
ભડલી વાયક એમ ભણે, દૂધે જમાડું કૂર.

ભર આષાઢી પંચમી, હોય વાદળ કે વીજ;
ધાન્ય વેચીને ધન કરો, રાખો ઘોરી બીજ.

ભર આષાઢી પંચમી, જો ઝબૂકે વીજ;
નદી નાળાં ભરાઈ જશે, રાખો બળદ ને બીજ.

શનિ રવિ કે મંગળે, જો પોઢે જદુરાય;
ચાક ચઢાવે મેદની, કરકે પાજ બંધાય.

આષાઢી વદ અષ્ટમી, જો કદી વાદળ છાંય;
ચારે માસ તણુકિયા, જાણે ગાંડો રાય.

શ્રાવણ પહેલાં ચાર દી, મેઘ ન માંડે રાડ;
પિયુ પધારો માળવે, અમે જાશું મોસાળ.

શ્રાવણ કેરાં સરવડાં, ભાદરવાની રેલ,
આસો તારાં છોકરાં, નદીએ નાવા મેલ.

પશ્ચિમ તાણે કાચબી, રવિ ઊગમતે સૂર;
ડુંગર બાંધો ઝૂંપડાં, પાદર આવે પૂર.

જેઠ અંતર દો દાડલા, જો કદી ગાજે ભડ;
નદી કિનારે રૂખડાં, કૂવા કાંઠે ખડ.

શ્રાવણની સુદ સપ્તમી, સ્વાતિ ઊગે સૂર;
ડુંગર બાંધો ઝૂંપડાં, પાદર આવે પૂર.

મૃગસર ન વાયા વાયરા, આદરા ન વૂઠા મેહ;
જોબન ન જાયો બેટડો, ત્રણે હાર્યાં તેહ.

જેઠ ગિયો અષાડ ગિયો, શ્રાવણિયા તું પણ જા;
ભાદરવો ભલ રેલશે, છઠ્ઠે અનુરાધા.

બહેરા આગળ ગાવણું, મૂંગા આગળ ધાલ;
અંધા આગળ નાચવું, એ ત્રણે હાલહવાલ.

રાગ પાગ ને પગરખું, નાડી ને વળી ન્યાય;
તરવું તાંતરવું ને તસ્કરવું, એ આઠે આપ કળાય.

ચંદા વેરી વાદળાં, જળ વેરી સેવાળ;
પુરુષ વેરી ઊંઘ ને મછલી વેરી જાળ.

ગાજ્યા મેહ વરસે નહિ, ભસ્યા શ્વાન નવ ખાય;
બહુબોલ્યા નવ રણ ચઢે, થોડબોલ્યા ન ઘર જાય.

અતિ ડહાપણુ અળખામણો, અતિ ઘેલે ઉચાટ;
આણંદ કે પરમાણુદા, ભલો જ વચલો ઘાટ.

કરતા હોય સો કીજીએ, ઓર ન કીજે કગ્ગ;
માથું રે' સેવાળમાં, ને ઊંચા રહે પગ્ગ.

તરણે તરણે સૂગરી, આદરજો જ ઘરાં;
કર ચાલે આળસ કરે, મોટી ખોટ નરાં.

દેવું મરવું મારવું, ઝાલવી ખડગ ઝટ્ટ;
કણુલો કહે ઠક્કરો, વસમી ખત્રિયાં વટ્ટ.

ગુણની ઉપર ગુણ કરે, એ તો વહેવારાં વટ્ટ;
અવગુણ ઉપર ગુણ કરે, ખરી ખત્રિયાં વટ્ટ.

હળ ફરે વાદળ ફરે, ફરે નદીનાં પૂર;
શૂરા બોલ્યા ના ફરે, પશ્ચિમ ઊગે સૂર.

ચીલે ચીલે ગાડી ચલે, ચીલે ચલે કપૂત;
પણ એ ચીલે નવ ચલે, ઘોડા સિંહ સપૂત.

સતી નાર ભોરિંગ મણિ, શૂરા ને શરણાંત;
કરપી ધન મૂછ કેસરી, મૂએ જાય પર હાથ.

નામ રહંતાં ઠાકરાં, નાણાં નહીં રહંત;
કીરત કેરાં કોટડાં, પાડ્યાં નહીં પડંત.

રજપૂતાં ને રૈવંતાં, હાથ વછૂટાં જાય;
હજાર વરસો સેવીએ, પણ પોતાનાં નવ થાય.

અગર બળંતાં ગુણકરે, ને સુખડ ઘાસંતાં;
શૂરા હોય તે રણ ચડે, ને કાયર નાસંતાં.

તેજી ચમકે ચાબુકે, કડાં અવાજે ભૂત;
વધઘટ ભાવે વાણિયો, તુંકારે રજપૂત.

મરદાંહારી મૂંછડી, દો દો બાલ ઘણા;
ગંડક જેસો પૂંછડો રાખે લોક ઘણા.

કંથા રણમાં પેઠકે, કેની જોવે વાટ;
સાથી તારાં ત્રણ છે, હૈયું કટારી હાથ.

ભાગે શું તું કંથડા, તું ભાગે મુજ ખોટ;
મારી સહુ સાહેલીઓ તાળી દે મુખ મોડ.

ખડ ખૂટ્યાં ધણુ વસૂકિયાં, વહાલાં ગયાં વિદેશ;
અવસર ચૂકા મેહુલા, વરસી કાંઉ કરેશ ?

વિપત પડે ના વલખીએ, વલખે વિપત ન જાય;
વિપતે ઉદ્યમ કીજીએ, ઉદ્યમ વિપતને ખાય.

જેવા વાયે વાયરા, તેવી દઈએ દોટ;
બનતી જોઈ બનાવીએ, પણ ના કીજે ખોટ.

હૈડા ભીતર દવ બળે, કોય ન જાણે સાર;
કાં મન જાણે આપણું, કાં જાણે કર્તાર.

ઋતુએ ઊગે મોગરા, ઋતુએ આવે ફૂલ;
ઋતુ વિનાનું ચાહીએ, તે તો ધૂળે ધૂળ.

દુખિયો દુખડાં સાંભરી, અરધાં દુઃખડાં લઈ લે;
પણ સુખિયાને દુઃખ કહે, હસી હસી તાળી દે.

અતિ વેપારી કબાલિયા, એક પુરુષ બે નાર;
ભાઈ એને મ મારશો, મારી રાખ્યો કર્તાર.

તાસ્તા વેચ્યા બાસ્તા વેચ્યા, વેપાર સઘળા કીધા;
રોટલા ભેગા તયેં થિયા,(કે) ખભે કુવાડા લીધા.

ખાય તેનો ખૂણો, પીએ તેનું ઘર;
સૂંઘે તેનાં લૂગડાં, એ ત્રણે બરાબર.

કોઈ સૂંઘે કોઈ ખાય, કોઈ પીએ હુક્કો:
તંબાકુનું વ્યસન કરી, ઠાર ઠાર થૂંકો.

છેલ વ્યસન છીંકણી, રાજવ્યસન હુક્કો:
ગાંડું વ્યસન તમાકુ તે, ઠાર ઠાર થૂંકો.

તમાકુ તે એક વાર, ભાંગ વાર બીજી;
તપકીર તે વારંવાર, એ ફજેતી ત્રીજી.

સૂંઘણીકા સડાકા, સૂંઘે કે ઝટ તાજા;
જેની પાઘડીમાં ડબ્બી તે, જાણે મોટા રાજા.

સસા ચાલ્યો સ્વર્ગમાં, બેઠો પાલખીમાંય:
અધવચથી પાછો ફર્યો, હુકો તંબાકુ નાંય.

## ૧

## જોવા જોગ જેવી ગુજરાત

દેશાટન કરી દેખશો ભલી જણશ બહુ ભાત;
પંથ પધારી પ્રથમ તો જઈ જોજો ગુજરાત.

રળિયામણી ગુજરાત જોવા જોગ જેવી જાણજો,
ધરી યાદ અમદાવાદથી એકાદ વસ્તુ લાવજો;
અતલસ અને મૅલદાર મશરૂ માલ બેસ મગાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

પછી પંથ પેથાપુર ભણી જાત્રાળુ જન જે જાય છે,
ત્યાં બાંધણીની સાડીઓ બંદૂક બહુ વખણાય છે;
તે દેશથી સંદેશડો જન કોઈ સાથે કહાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

વિસલનગર વિશ્રામ કરશો, પાત્ર ત્યાં પીતળ તણાં,
વખણાય હળદર હેમ જેવી, ઘાટ ચીર ખૂલે ઘણાં;
પછી પાટણે જઈને પટોળાં રંગદાર રખાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

શમશેર તો શિરોહીની, પ્રતિમા ભલી ડુંગરપરી,
આવતાં જાજો આત્રસુંબે, ત્યાં છરા લોઢી છરી;
વળી કપડવંજી કાચ સાબુ રહી સમીપ રચાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

કાઠિયાવાડી કાંબી ઝાલાવાડી રૂડાં ઝૂમણાં,
ખંભાતની ભલી સૂત્રફેણી, જમણ તો સૂરત તણાં;
બહુ પાપડી ને સાડી બરફી લક્ષ દઈને લાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

નાશક તણાં જળપાત્ર, નિર્મળ પાન પૂને સાંપડે,
બુરાનપુરી શેલાં સરસ, પણ પેંઠણી પાઘડી ચડે;
શુભ શાલ તો કાશ્મીરની, એ તો જરૂર અણાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

કાશી તણા લોટા પીતાંબર, અફીણ છાયલ માળવી
પણ ધોતીજોડા નાગપુર જઈ લાવજો જોઈ જાળવી;
બહુ ખાંડ બંગાળે બને, પણ લઈ હિસાબ પતાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

ધોળેરી રૂ ધોળું ભલું, ઘઉં તો ભલા છે ભાલમાં,
ગજદંત સિંહલ દ્વીપ, મુંબઈ હેમની છે હાલમાં;

નાણું તણી જોઈ ટંકશાળ, સભા વિષે સિધાવજો,
વળી ઘરદિશે વરસાદ પહેલાં આપ વહેલા આવજો.

મથુરામાં પેંડા મળે, જુઓ ચિત્ર જયપુર,
ઘોડા તો કચ્છી ઘણા, પ્રેમ પમાડે ઉર.
જામનગરનું જઈ જુઓ કંકુ સારે કામ;
વાગડમાં મગ બાજરી દીઠી દલપતરામ.

૨

## ભારતની ભેટ

(મનહર)

ભૂતળના લોકે એક સમે ઇંદ્રભુવનમાં,
જૈને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે;
ગ્રીકે તો ઇસપનીતિ આરબે નાઇટ, ઇંગ—
લીશે શેકસપિયરની પોથી પરઠાવી છે;

હિંદુઓએ પ્રેમ ધરી પંચતંત્રતણી પોથી,
આપી તે તો ઇંદ્રને અધિક ભલી ભાવી છે;
દાખે દલપતરામ બીજાઓની બંધ કરી,
હિંદુઓને હમેશની પાઘડી બંધાવી છે.

૩

## બાપાની પીપર

(કુંડળિયા)

વિચરીને વઢવાણથી લીધો લીંબડી પંથ,
વીતક વરણવતાં વધે ગ્રીષમ—વરણન ગ્રંથ.
ગ્રીષમ વરણન ગ્રંથ, પંથમાં ન મળ્યું પાણી,
તપ્યો પ્રલય સમ તાપ, રહી શિર રામકહાણી.
દાખે દલપતરામ, રામનું રટણ કરીને,
અતિશય કર્યો ઉચાટ, વાટ મધ્યે વિચરીને.

લગભગ આવી લીંબડી, દોઢ ગાઉ પર દૂર,
ત્યાં તો ઘામ ધખ્યો ઘણો, ન રહ્યું તનમાં નૂર—
ન રહ્યું તનમાં નૂર, સૂરજે શરીર તપાવ્યું,
છાયો ન મળે છેક, એક પણ ઝાડ ન આવ્યું.
દાખે દલપતરામ, ભલી જોતાં મન ભાવી,
પીપર બાપા તણી, લીંબડી લગભગ આવી.

બાપાની પીપર બડી પૃથ્વીપર પ્રખ્યાત,
પ્રસિદ્ધ જેવો પ્રાગવડ, વિશ્વ વખાણે વાત—
વિશ્વ વખાણે વાત, પીપળો પ્રભાસ પાસે,
કદંબ જમુના કૂલ, કલ્પતરુઓ કૈલાસે.
દાખે દલપતરામ, ઉપમા એ આપ્યાની
ભલે થઈ ભૂમહીં બડી પીપર બાપાની!

ત્યાં બેસીને ત્રણ ઘડી કવિએ કર્યો વિરામ,
અતિ સુખ ઊપજ્યું તે થકી, આશિષ દીધી આમ—

આશિષ દીધી આમ નામ તુજ નવજુગ રહેજો !
તુજને વાવી તેહ લાખ સુખ સ્વર્ગે લેજો !
દાખે દલપતરામ, પરમ પદમાં પેસીને,
લેજો ઉત્તમ લ્હાણુ, બહુ જુગ ત્યાં બેસીને !

આંબા કરતાં અતિ ભલું દીસે તારું ડાળ,
શેલડી શા હિસાબમાં ? આપે સાકર ગોળ—
આપે સાકર ગોળ, તાપ તનનો ન મટાડે,
સુરતરુ સ્વર્ગે વસે, ન દેખે નર કોઈ દહાડે.
દાખે દલપતરામ, સરવ તરુના ગુણ સ્મરતાં,
તુજમાં અમૃત તત્ત્વ, અધિક તું આંબા કરતાં !

(દોહરો)

જાન્હવી તીરે જળ તણું, દેવું સુલભ દાન;
દેજો નિર્જળ દેશમાં, કહું જળ કિંમતવાન.

(કુંડળિયો)

પ્યારી પીપર પદમણી, શાન્તિદાન દેનારી !
ભૂપતિ વિક્રમ ભોજસમ, તું અતિશે ઉપકારી !
તું અતિશે ઉપકારી, તારી કીર્તિ શું કહીએ ?
જે ઉચરું તે અલ્પ, એમ અંતર ધરી રહીએ.
દાખે દલપતરામ, કોટિધા તું ગુણકારી,
રાખીશ તારું નામ પૃથ્વી પર પીપર પ્યારી !

આપે ગામ ગરાસ કે દ્રવ્ય વસ્ત્ર કે દાન,
એમાંનું એકે નહિ શાન્તિદાન સમાન—
શાન્તિદાન સમાન જગતમાં કશું ન જાણું,
તે માટે હું તને વિશેષે કરી વખાણું.

દાખે દલપતરામ, કષ્ટ કાયાનાં કાપે,
દુનિયા મધ્યે દાન, કહો એવું કો આપે.

જ્યાં સુધી આ જગતમાં મુજ કવિતા કહેવાય,
બાપાની પીપર તણા ગુણ જગમાંહીં ગવાય—
ગુણ જગ માંહીં ગવાય, પામજો બહુ પ્રખ્યાતિ !
કીર્તિ દેશ વિદેશ મુલકમાં થાજો માતી !
દાખે દલપતરામ, અરે સુખના અંબુધિ !
જીવે તું જગમાંહીં, જીવે કવિતા જ્યાં સુધી !

ઓગણીસેં ઉપર થયે વિક્રમ વર્ષે એક,
વદી દશમી વૈશાખની, વાસર શનિ વશેક—
વાસર શનિ વશેક, પીપરે તાપ ઉતાર્યો;
નિશ્ચલ રહેવા નામ આમ આ વિષય ઉચાર્યો.
દાખે દલપતરામ ભલે જનમી આ ભૂપર !
વિક્રમ વર્ષ ગણાય એક ઓગણીસેં ઉપર.

( સવૈયા )

કદળીતરુ તુચ્છ ગણી કહીએ,
કદી આંચ હરે ન ઉતાપાની;
તરુ ફૂલ તણાં વિરહી જનને
બહુ વૃદ્ધિ કરે જ બળાપાની !

ધિક જન્મ ધરી જશ જો ન જપાય,
છપાય ન અંદર છાપાની:
નિરભાગણી નાગર–વેલ અને
બડભાગણી પીપર બાપાની.

## ૪

## દરબારમાં કણબી

### (ચોપાઈ)

સાંભળ, એક હતો સુલતાન, મનમાં મોટું ધરતો માન;
પુત્ર પટેલ તણો તે પાસ, કારજ કરવા ગયો પ્રકાશ.
કરી તૂંકારો ઊચર્યો કામ, શિર નમી નહિ કરી સલામ;
ભાસ્યો નહિ ભોળાનો ભેદ, ક્રોધ કરીને કીધો કેદ.
ભૂખણુ તેનો મોટો ભાઈ, ચાલ્યો સુણી ચોપે ચિત્ત ચ્હાઈ;
ધાર્યું જે ધીરજ મન ધરૂં, સલામ બેવડી સારી કરૂં.
દુંદાળો દીઠો સુલતાન, હરખે જઈ બોલ્યો હેવાન;
સલામ દિલ્લીના શાહને, વળી સલામ વડી દુંદને!
ખરેખરો સુણી ઊપજ્યો ખેદ, કીધો ત્યાં તેને પણ કેદ;
બની વાત સુણી તેનો બાપ, આવ્યો શાહ સમીપે આપ.
પ્રેમ ધરીને કરી પ્રણામ, ઠીક ઠરી બોલ્યો તે ઠામ;
લોક તણી તમ હાથે લાજ, માફ કરો અવગુણ મહારાજ.
શાહ કહે તારો સુત એક, સમજ્યો નહિ સલામ વિવેક;
મુખે સલામ બીજે કહી મને, દુજી સલામ કહી દુંદને.
કારણ એથી કેદ જ કર્યો, એવું પટેલ સુણી ઉચ્ચર્યો;
તમને સલામ ન કરી તે જ, મોટો મૂરખ માણસ એ જ.
બીજો પણ છે બહુ બકનાર, ચિત્તમાં ચેતી ન કર્યો વિચાર;
સાહિબને કરીએ જ સલામ, કહોને દુંદ તણું શું કામ?
હેતુ તો સુલતાન જ હતા, દુંદે ધરવો તો દેવતા?
ઝાઝી એ સુણી લાગી ઝાળ, કેદ કર્યો તેને તતકાળ.
સુણી પટેલ તણો જે સગો, ભૂપતિ આગળ આવ્યો ભગો,

કરી સલામ કહ્યું તતકાળ, પટેલને છોડો ભૂપાળ.
છે મારે સાંકડી સગાઈ, અમે બંને આંગળિયા ભાઈ.
રાજી થઈને પૂછે રાય, કેને આંગળિયા કહેવાય?
દેતો'તો ઉત્તર દીવાન, હું કહું કહી બોલ્યો હેવાન:
પાચ્છાનો મરી જાય પિતાય, પાચ્છાની મા નાતરે જાય;
પ્રસવે પુત્ર એહને ત્યાંઈ; એ પાચ્છા આંગળિયા ભાઈ!
કાપત સુણી માથું તે કાળ, હુકમ કર્યો જે પૂરો હાલ.
ચોરે ચકલે ચાલી વાત, જથ્થે થઈ કણબીની જાત:
દીઠા બે જણ ડાપણદાર, તેને ત્યાં કીધા તૈયાર.
સાહિબ પાસ તમે સાંચરી, કહો ઘણી આજીજી કરી:
જિવાડો તો તો જીવીએ, છેક તમારા છોરુ છીએ.
પ્રજાતણા છો માતાપિતા, શબ્દ કહો એવા શોભીતા:
ચડે દયા રાજાને ચિત્ત, પટેલ છૂટે પુત્ર સહિત.

(દોહરા)

જુગતી સુણીને બે જણા, અંતરમાં ધરી આશ:
આવ્યા અરજ ઉચારવા, પાદશાહની પાસ.
બીતા બીતા બે જણા, ઉચ્ચર્યા એવું આપ:
તમે અમારાં છોકરાં, અમે તમારા બાપ!
શબ્દ સુણી સુલતાન તે, ખીજી પામ્યો ખેદ:
હાલ હાલ હુકમે કરી, કીધા તેને કેદ.
કોઈએ વાત જઈ કહી, જ્યાં કણબીની જાત:
પ્રધાન પાસ ગયા પછી, નર જે કણબી નાત.
પ્રીતે કહી પ્રધાનને, વળી વળી વિગતે વાત:
પ્રધાન બોલ્યો પ્રેમથી, સુણો સહુ સાક્ષાત.

અધિપતિ આવે અવસરે, માને નહિ મુજ વેણ;
બેગમ બોલે બે કથન, કાંઈક માને કેણ.
પછી બેગમ પાસે ગયા, કણબી કરી વિચાર;
પ્રણામ કરીને પ્રેમથી, એવો કર્યો ઉચ્ચાર:
સંકટ પડિયું સામટું, તે માટે તુજ પાસ;
આજ સર્વ આવ્યા અમો, ઊગરવાની આશ.
ધણી અરજ નથી ધારતા, વાત ન સુણે વજીર;
તોય અમારી શાણી તું, ધણિયાણી છું ધીર.
બોલી બેગમ બોલતાં, ભારે રીસ ભરાઈ:
કણબીની ધણિયાણી તો, કણબણને કહેવાય.
એમ કહી એ અવસરે, હુકમ કરીને હાલ;
કેદ કરાવ્યા કણબીને, ક્રોધ કરી તતકાળ.
વાત વિગતવારે કહી, પૃથ્વીપતિની પાસ;
પતિએ કહ્યું પ્રધાનને, કરશો નહીં ક્યાશ.
મૂરખ એવા માનવી, જે જે કણબી જાત:
મારી કાઢો મુલકથી, રહે ન એકે રાત.

( ચોપાઈ )

પ્રધાનમાં ડાપણ ભરપૂર, હેતે બોલ્યો શાહ હજૂર,
કણબી આકરી ચાકરી કરે, કણ પકવી કોઠારો ભરે.
મને હુકમ આપો મહારાજ, કેને લૈ સોંપું એ કાજ?
પૃથ્વીપતિ વિચારે પડ્યો, જન એકે એવો નવ જડ્યો.
કરી શકે કણબીનાં કામ, હૈયામાં રાખીને હામ;
પછી બોલ્યો પોતે પરધાન, કથન કથું તે ધારો કાન.
રૂડું કણબીથી છે રાજ, એમાં તો સંશય નહિ આજ;

અધિક વસે છે વરણ અઢાર, કણબી સૌના પોષણકાર.
નહિ તિથિવણ મહીનાનું નામ, ગણાય નહિ કણબી વણ ગામ;
તે કણબીના ગુણ અતોલ પણ બોલી નહિ જાણે બોલ.
રૂઠે કણબી શિર જે રાય, પછી ઘણા મનમાં પસ્તાય;
તમે તજો તે માટે રીસ, આપો કણબીને આશિષ.
શીતળ થયો સુણી સુલતાન, મોકલ્યા કણબીને દૈ માન;
જમ્યારમ્યા કણબી ઘર જઈ, મશ્કરી તો મહીપતિની થઈ.

## ૫

### આતસબાજી

લંકપુરી સળગી, અળગી,
ભભકારથી રાવણની છબી ભાજી;
કાં પ્રગટ્યો વ્રજ દેશ દાવાનળ,
જવાળમુખી ગગને ચઢી ગાજી;
લોચન ત્રીજું ત્રિલોચનનું
ઊઘડ્યું દલપત્ત પઢે ઉપમાજી:
રાજ સમાજની આગળ, આજની
રાત સમે બની આતસબાજી.

મેલો ઘેલો પેલો જુઓ આગખેલમાં ઊભેલો,
ગોદડે ગૂંથેલો એવો આવે હનુમાનજી;
કાળા હાથ દારૂવાળા દાઢી મોઢું દીસે કાળું,
પાઘડીનો પલ્લો પૂઠે પૂછડા સમાનજી;
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી:
ઠેકી ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે,
હશે હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી?

૬

## ડોશી શું ખોળો છો?

(મનહર)

કેડથી નમેલી ડોશી દેખીને જુવાન નર,
કહે શું શોધો છો કશી ચીજ અછતી રહી?
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી ગતિ રહી;
છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદરાયા માયામાં મતિ રહી;
ઝૂકી ઝૂકી ડોકી વાંકી રાખી દલપતરામ,
જોતી હું ફરું છું જે જુવાની ક્યાં જતી રહી.

૭

## ભાદરવાનો ભીંડો

(કુંડળિયો)

ભીંડો ભાદરવા તણો વડને કહે સુણ વીર;
સમાઉં નહિ હું સર્વથા, તું જા સરવર તીર;
તું જા સરવર તીર સુણી વડ ઉચર્યો વાણી;
વીતે વર્ષાકાળ, જઈશ હું બીજે જાણી;
દાખે દલપતરામ, વીત્યો અવસર વર્ષાનો,
ગયો સુકાઈ સમૂળ, ભીંડો તે ભાદરવાનો.

૮

## કાતર અને સોય

(છન્દ વિજય)

એક જ વંશ વિષે ઊપજ્યાં, સહવાસ સદૈવ નિવાસ વસાવે;
એક ગુરુ ઉપદેશ તથાપિ, મિજાજ કદી મળતો નહિ આવે.
દેખી જુઓ દલપત્ત કહે, દરજી તણી પેઠી વિષે દરશાવે;
કાતર કાપી કરે અળગાં, પણ સોય સદૈવ સલાહ કરાવે.

૯

## ક્ષત્રિય અને બ્રાહ્મણ

(મનહર)

એક સમે એક ક્ષત્રિ આગળ બ્રાહ્મણે કહ્યું,
અરે આજ અસલના ક્ષત્રિ યાદ આવિયા;
દેશમાં ન થવા દેતા પરદેશીનો પ્રવેશ,
જેઓએ સંગ્રામ સજી જશ સંપડાવિયા;
અરે આ ભરતખંડ ભૂમિએ એવા ભૂપાળ,
શૂરવીર ધીર ગુણવાળા ક્યાં ગુમાવિયા;
કહે દલપતરામ સુણીને ક્ષત્રિયે કહ્યું;
અસલના ઋષિઓના રક્ષણે સિધાવિયા.

૧

## નર્મદાની શોભા

નર્મદા શું ગાઉં શોભા સાંજની;
હાંરે પવન પાણી વાદળ રંગના સુસાજની–હોજીરે. ન૦
હાંરે પાણી જોરમાં ઉછાળા નોતું મારતું;
હાંરે પહોળા પટ્ટથી દેખાતી પ્રૌઢ નાર તું–હોજીરે. ન૦
હાંરે વીળ ખળખળી ધીમે ચઢીને આવતી;
હાંરે તે તો હોડીમાંથી જોઈ સુણી ભાવથી–હોજીરે. ન૦
હાંરે ડહોળાયેલ નીર રંગ તે ભૂરો હતો;
હાંરે ઝાંખો શ્વેત આસમાન તણો દીસતો–હોજીરે. ન૦
હાંરે પાકા રંગના ભૂરા તે સામે ડુંગરા;
હાંરે ગળી રંગનાં ટોચે તો ભૂરાં વાદળાં–હોજીરે. ન૦
હાંરે કાંઠે ઘાસ લીલાં ઝાડ બહુ શોભતાં;
હાંરે ચાર ગાય ભેંસ ઢોર ખાતાં હતાં–હોજીરે. ન૦
હાંરે આવે મંદ મંદ વાયુ ખુશ લાગતો;
હાંરે હોડી ચાલતી તેને ઘણો સવા હતો–હોજીરે. ન૦
હાંરે એક વાછડી કાંઠે મથતી ઘણી;
હાંરે પડી જાતી તે ઊંચે જતાં જીની ભણી–હોજીરે. ન૦

હાંરે ગુલાબી ઘેરો તે રંગ આસમાનનો;
હાંરે ગુલાબી ફૂલોનો પાણીનો મેદાનનો–હોજીરે. ન૦
હાંરે સુદી તીજનો ઊગેલ ચંદ્ર તે સમે;
હાંરે લહેરિયાંની રમ્ય લહેર માંહી મન રમે–હોજીરે. ન૦
હાંરે પવન સામટો પડી ગયો પછી ખરે;
હાંરે લીલા બ્રહ્મની જોઈ શી આંખો ઠરે!–હોજીરે. ન૦

૨

## નાશક અને ત્ર્યંબક બેની વચમાંનો માર્ગ

(ચંદ્રાવળા)

મારગડો બહુ ઝાડે શોભે, વડ પીપળને સાગ;
જમરૂખડી જાંબુડી મહૂડાં આંબા જાગે જાગ;
આંબા જાગે જાગ તે આવે, છાયાનું સુખ લે જન ભાવે;
કેળ ભણી મન વળતું લોભે,—મારગ૦ વડ૦ ૧
વળી કરમદી બોરડી બાવળ, કાંટાસરિયા હોય;
થુએરિયા ઝુમર જેવા ને, ઊંટકટા ફૂલ સહોય;
ઊંટકટા ફૂલ સહોય છે પીળાં, ખેતર તો દીસે બહુ લીલાં;
ગાળ નાગલી છતમાં આવળ,—વળી૦ કાં૦ ૨
ઉપરથી વરસે મેહ ભારી, ઝાડ તળે પશુ જાય;
ભેંસ ગાય બકરાં ને ઘોડાં, બહુ દૂબળાં દેખાય;
બહુ દૂબળાં દેખાય પણ સારાં, કામ કરે પહાડે વસનારાં;
ઘૂંગટીમાં લપટાય રબારી,—ઉપરથી૦ ઝા૦ ૩

* * *

ચઢચા એક ડુંગર કે આવે, બહુ મોટું મેદાન;
જેની પણ ચોપાસે ડુંગર, ઝાડવનાનું રાન;

ઝાડવનાનું રાન છે જાંહે, શાળ તણાં ખેતર કો તાંહે;
ઝરણો વહેતાં તે મન ભાવે,—ચઢયા૦ બહુ૦ ૪
એવાં મેદાનો, છે ક્રમમાં, કહું આશરે સાત;
એકલડો શૂરો પણ હબકે, કાયરની શી વાત;
કાયરની શી વાત કહું જ્યારે, થાય વીજ ગગડાટો ત્યારે;
તપસી રહે આનંદી ધૂનમાં,—એવાં૦ કહું૦ ૫
સૂર્ય અસ્ત થવાની વેળા, તડકો કુમળો થાય;
બહુ મોટી લીલી ચકચકતી, જાજમ તે પથરાય;
જાજમ તે પથરાય મેદાને, લીલા ના વરણાએ પાને;
સમી જાય સંસારી વેલા,—સૂર્ય૦ તડ૦ ૬
લીલું ઘાસ ઊગેલું તેથી, ડુંગર દૂર શોભાય;
મેથીની ભાજીનાં તાબૂત, એ ઉપમા અપાય;
એ ઉપમા અપાય બહુ સારી, કો નગ પર લહેરિયાં ભારી;
લીલા ખીલી ઊંચી હેઠી,—લીલું૦ ડુંગ૦ ૭
ત્ર્યંબકના પહાડોમાં ભમતાં, જે છે બહુ વિખ્યાત;
બ્રહ્મ તણી લીલાનાં દર્શન, થયાં શુભ સાક્ષાત;
થયાં શુભ સાક્ષાદાનંદે, કહે નર્મદ ચંદ્રાવળછંદે;
ભૂખ તરસ લેશ ન કો દમતાં,—ત્ર્યંબ૦ જે છે૦ ૮

૩

## ચોમાસામાં

### ( મંદાક્રાંતા )

તૈયારી છે ચુપચુપ કહે કાગડાઓ નકીબ,
સંધું દીસે પવન ન હૌલે શાંત રૂડું ગભીર;

શોભા વર્ણું શું હું ઝટ પછી મેઘરાજા પધાર્યા,
વૃક્ષાદિએ હરખથી નમી સ્વસ્તિ શબ્દો પુકાર્યા.
કેવો થંડો પવન અતિસેં જોરમાં આવતો રે,
ઓ આ આવી ઝડપથી બહુ વાદળી કાળી જો રે;
આહા કેવું પડું પડું કરે ઘોર આકાશ ભારે,
ઓહો આવ્યો ખૂબ તૂટી પડ્યો મેઘ મોટી જ ધારે.
ચારે પાસે વીજળી ચમકે ઉપરા ઉપરી રે,
ગાજી રેહે ગરજન થકી રાન આખું વળી રે;
વ્યાઘ્રો સિંહો અતિસ તડૂકે ઝાડ મોટાં પડે રે,
જોતાં ત્રાસે પ્રથમ નીકળ્યો તે પ્રવાસી મરે રે.
જોગી બીજા જન હું સરખા કષ્ટ જેને પડેલાં,
તેઓ રાને લવ નવ બીહે જોઈ ઉત્પાત ઘેલા;
જોગી હર્ષે ચિંતન કરતા સચ્ચિદાનંદનું ને,
દુઃખી અજ્ઞાઃ મરણ ઇછતા સુજ્ઞ તે રંગ જુએ.
ચાલ્યા જાએ ગડગડ ગડી આ ભડાકા કડકા,
વીજો ચળકે જળ ખૂબ પડે વાયુ લેતા તડાકા;
વાંસો ફૂટે તડ તડ કરી રાન થાયે કરાળ,
ઓથો વિના સરવરતટે બૂમ પાડે મરાળ.
મ્હાડે મોરો થન થન કરે સૂર ઊંચું લઈને,
આંબા ડાળે કરતી ટહુકા ખૂબ કોએલડી તે;
દાદૂરો તે સરવર વિષે બોલતા કુદતા ને,
પીએ તોયે પય પય કરે આકળા ચાતકા તે.
પાણી પાણી સકળ વનની કુંજ માંહે મચે ને,
મ્હાડી ભૂમિ ચકચક બને સાફ ધોવાઈને રે;
થંડી મીઠી અનુકૂલ હવા થાય તાંહાં પછી રે,

દર્દો જાએ દરદી જનનાં રમ્ય પાણી હવાએ.
ખેડૂ લોકો શરીર ભીંજવી ખેતરે કામ કર્તા,
જેને થાયે શરદી ગરમી થોડી રે અન્ય કર્તા;
આહા જોતાં બહુ નવનવા રંગના જીવજંતો,
થાયે ડાહ્યો સમજણ થકી જીવ મારો નચંતો.
પ્હાડો લાગે રમણિય બહુ છેક જંગાલી લીલા,
કોઈ ભૂરા ઘૂમર થકી તો કોઈ આછા જ લીલા;
ઊંચે જોઉં પરવત ચડી તો ઘણા અભ્ર રંગી,
નીચે જોઉં ભરપૂર ખૂલ્યાં ઝાડનાં ઝુંડ રંગી.
આડો જાતો બહુ પવનથી મેઘ ઊંચેથી જોવો,
એ તો લાગે ધૂળ ઊડી રહી વા દીસે ધૂમ્ર ગોટો;
સિંધુ પ્હાડો તરુ નભ સહુ એક રંગે મળ્યાં રે,
માટી રાતી ભીની ભીની અને ઘાસ લીલાં ભીનાં રે.
ઊંચે તર્તાં વિધ વિધ કહું શોભતાં વાદળાંઓ,
આકારે જે તરુ પશુ જીવો પંખી જેવાં ઘણાંઓ;
કાણાંવાળા ઘું ઘું ઘું ઘું ઘું ઘું વાસ પોલા કરે રે,
તે તો કુંજે પ્રિય કરણને ખૂબ લાગે ખરે રે.
કો કો ઠામે ડુંગર પરથી ધોધ મોટા પડે રે,
જેમાં રૂડા સૂરજ કિરણે રંગ ઝાઝા બને રે;
એને જોતાં અચરજ થઈ કાં ન તુંને સ્તવું રે,
ધો ધો ધો ધો મધુર સુણતાં કાં ન લ્હેરે સૂઉં રે.
વ્હાણે સાંજે રૂડું ધનુષ જે આસમાને જણાયે,
જોતાં તેને નિરભય તરે કો ન આનંદ માંહે;
થાયે જોતાં નદી ભરપૂરી કેમ ના મંન મોટું,
ગુણે પાણી ખળખળે થતું કેમ ના સ્હેજ લોટું.

હોડી ચાલે છર છર કરી કાપતી પાણીને ને,
ખેંચી બાંધ્યા પવન થકી આ તોય ફૂલે સઢો તે;
બારાવાળી નર્મો રહીં જુઓ બાજુ પાણી ભણી રે,
સંધ્યાકાળે તટ નિરખવું મોજ આહા ઘણી રે.
શોભે કેવાં બહુ ખડ અને ધાન્ય તે ખેતરોમાં,
ઝાડો લીલાં વિવિધ ફૂલડાં વંન ને વાડીઓમાં;
મીઠાં ખાસાં સરવરતણાં નીર તો નિર્મળાં ને,
મેદાનોમાં હરણ બકરાં ગાય ઘેટાં ચરે રે.
આકાશે તો ચકચક થતો શ્વેતવાગો સજ્યો રે,
તારાઓ જે મુઝઈ રડતા શોક તેણે તજ્યો રે;
પીડાતો તે અતિસ કમળે ચંદ્ર સારો થયો ને,
પાવા માંડી ફરી મીઠી સુધા ધન્ય તેણે સહુને.
રાતે ચાંદો અધવચ ઠરે થંડ આકાશમાં ને,
તારા સંધા ચળકી જ રહે ખૂબ ગંભીરતાએ;
શબ્દો લાગે દૂર થકી થતા માછીના મિષ્ટ કાને,
વાયુ આવે ફરફર વળી એ મઝો કોણ જાણે!

## ૪

## ગુજરાતના શૂરવીરો

### ( રોળાવૃત્ત )

પંચાસરનો રાજ, ચાવડાઓનું ભૂષણ:
જયશેખર કહાં આજ, વળી તેનો સાળો પણ?
સૂરપાળ રણસિંહ, ભુવડથી લલચાયો નહિ:
કુલીનજાયો તેહ, મરે પણ દે દગો નહિ.

મૂકે મિત્રને જેહ, અડી વેળાએ જે નર;
લૂંડીજાયો તેહ, જગતમાં તે જ ખરો ખર.
"ઘસ્યા પછી જે ખસે, ધિઃક જીવવું છે તેનું";
"છેલ્લો છઉં હું રાજ, પરાક્રમ કરી મરું હું."
એમ કહીને રાય જુદ્ધમાં ઘૂમ્યો ધસીને;
ગાંડા ગજની પેર, આખરે પડ્યો લડીને.
જયશેખરનું સેન, કુલીન રજપૂતો કેરું;
મૂઉં રાજને કાજ, નથી એ કરવું સ્હેલું.
સ્ત્રીઓ મ્હેલની તેહ, લડી લઈ ભુંગળ ને ગજ;
મારી હઠાવી સેન, બચાવ્યું રાજાનું શબ.
ધન્ય પ્રેમ ને શૌર્ય, અરે તે ક્યાં છે આજે?
ધિઃક ધિઃક નરનાર, જતાં રણમાં જે લાજે.
સોલંકી મૂળરાજ, વીર નાયક નહિ તો એ;
રણે બતાવ્યું શૂર, કર્યાં કામો તે સોહે.
અનલવાડનું રાજ, વધાર્યું ઝાઝું તેણે;
ક્યાં છે રજપૂત આજ, શૂર દરસાવ્યું જેણે?
ભીમદેવ હંમેશ, પ્રતાપી મોટો જોદ્ધો;
ઘણુંક બીજાં રાજ, રાખતાં જેનો મોભો.
સિદ્ધરાજ શૂરવીર, થયો નામાંકિત રાજા;
પ્રજાહિતમાં કામ, કર્યાં છે જેણે ઝાઝાં.
રાજા રાહખેંગાર, જૂનાગઢવાળો જેણે;
કર્યાં પરાક્રમ બહુ, મારિયો સિદ્ધો તેને.
સિદ્ધરાજ જયસિંગ, નથી દેખાતો આજે;
જોદ્ધો તે જગદેવ, આજ કાંહાં બિરાજે?
શૂરો ભોળોભીમ, ભીમના જેવો જોદ્ધો;

શૂરાઓમાં જેહ, ધરે ઊંચો બહુ ઓદ્ધો.
દિલ્લીપતિ પૃથિરાજ, તેહ પણ જેથી ડરતો;
ભીમ તેહવો આજ, કોણ છે રણમાં લડતો ?
કહાં કહાં તે શૂર, ઉર ઊંચું રણતૂરથી;
ગયું જનનું નૂર, જુદ્ધ જોએ નહિં દૂરથી.
ક્ષત્રીકેરું બીજ, કોહીં ગયલું છે સાચે;
અફીણી કાયર રાજ, જનાનાથી બહુ રાચે.

૫

મર્દ

(રોળાવૃત્ત)

મર્દ તેહનું નામ, સમો આવ્યો કે ચાલે:
કનક કામિની તજી, સજી રણમાં જઈ મા'લે.
મર્દ તેહનું નામ, ડરે નહિ રણે જવાથી;
હોંસે ચડે તોખાર, ડગે નહિ રિપુ મળ્યાથી.
મર્દ તેહનું નામ, મરે પણ પણ નવ મૂકે;
ધીર ધરી શૂરભેર, તાક્યું નિશાન ન ચૂકે.
મર્દ તેહનું નામ, સિંગથી શૂર વધારે:
તોપ ભડાકા કરે, તેમ તે ધસે પુકારે.
મર્દ તેહનું નામ, ચળકતાં શસ્ત્રો જોઈ;
ઑછળી કરતો હાથ, કીર્તિ ઊજળી પર મોહી.
મર્દ તેહનું નામ. લોહીની નદીઓ દેખી:
ધડ માથાને હાડ, કાંપતો નહિ જે ટેકી.
મર્દ તેહનું નામ, સાર્થી સામું નવ જોએ:

જુક્તિ સાથ બળથકી, લડતો રૂડો સોહે.
મર્દ તેહનું નામ, રડે નહિ ઘાવ લીધાથી;
પડયો પડયો પણ કહે, કાઢ શત્રુને હ્યાંથી.
મર્દ તેહનું નામ, ભોગવે શ્રમે રળેલું;
સિંહ સરીખો તેહ, ખાય નહિ ઘાસ પડેલું.
મર્દ તેહનું નામ, દેશી સારુ લડી મરતો;
જુગ જુગ જાગે જાગ, નામ પોતાનું કરતો.

૬

( ૫૬ )

અહીં તહીં મથવું રે, મથતાં રંગ મચે જી.
ધૂંધવાતી ધીરજથી તનડું, બગડી જાયે વ્હેલું;
મથવામાં મન જાય તેથી કહું શોકને આઘે ઠેલું. ૧
મથતાં મથતાં કોઈ સમે પણ, જુદ્ધ મચે બહુ જબરું;
જેમાં ઘૂમતાં હરી ઇચ્છાએ, કર્મ કપાયે કપરું. ૨
ધામધૂમ બહુ જુદ્ધતણી તે ગવાય ગામે ગામે;
ઉત્સુકતા ઉદ્યમ વાધેથી, શકુન આશ શુભ જામે. ૩
સકળ જન જ્યાં એક સંપમાં એક ઉદ્દેશી થાયે;
સાહિત ત્યાં મળી આવે સ્હેજે, થાય પ્રભુ પણ સાહે. ૪
સ્વતંત્રતાનો માનતણો ને ધર્મતણો જોસ્સો એ;
ત્રણથી મોટા ફેરફાર થઈ, રંગ ઘણેરા સોહે. ૫
હોય નથી એમાંનો એકે, હવે શી કરવી આશા;
ત્રણે થાય પ્રદીપ્ત ત્યાં કેમ, પડે ન સવળા પાસા. ૬
માટે કહે નર્મદ દેશીને, જોસ્સા ઊંચ વધારો;
મથો શોધવા પ્રસંગ જેથી, ફર્યો પેખશો દહાડો. ૭

## બારણે પુકાર

દયાસિંધુ તારે બારણે પુકારું દીન બાળ,
દીનબંધુ તારે બારણે પુકારું દીન બાળ. દયા૦

દિન ઊગે વળી સાંજ પડે રે, વેગે વીતી જાય કાળ,
અજ્ઞાની સમજું નહીં રે, કરો પ્રભુ તમે પ્રતિપાળ. દયા૦

ક્ષમા કરો પાપની પ્રભુ રે, કીધાં જે આજ પર્યંત,
હવે ફરી ફરી નહીં કરું રે, તારો મને ભગવંત. દયા૦

તારો તારો પ્રભુ તારો મને રે, તારો ત્રિભુવન નાથ,
ભવસાગર માંહીં ભમું છું કૃપા કરી ગ્રહો હાથ. દયા૦

૧

## ગુજરાતની મુસાફરી

### ( ગરબી )

દક્ષિણમાં છે દમણગંગા, ત્યાંથી નીકળીએ પ્રવાસ રે;
અમલસાડ, વલસાડ, નવસારી, લેજો ફણસ અન્નાસ.
રમીએ ગુજરાતે રે.

શાં શોભે કદળીવન શીતળ, શી બહેકે લીંબુવાઈ રે;
આંબા ઇક્ષુના અમૃત સરખા, હરખી કહે દેસાઈ.
રમીએ ગુજરાતે રે.

સુરત શે'રનું સુંદર સ્ટેશન, સુંદર રસ્તા સારા રે;
સુંદર, નાજુક, લોક વિચક્ષણ, શોખી સફાઈ કરનારા.
રમીએ ગુજરાતે રે.

એ આવી બરફીની દુકાનો, ઊભાં રહો રઢ લાગે રે!
પાપડી પણ આપણ આ ટાણે, પામ્યાં પૂરણ ભાગ્યે!
રમીએ ગુજરાતે રે.

જરૂર નાતમાં જમવા જઈએ, જમણુ આવાં નથી નીરખ્યાં રે!
ચિનાઈ સાડી ચપળા ચમકે, સર્વે લખેશ્રી જ સરખાં.
રમીએ ગુજરાતે રે.

મેળા, ખેળા ને વરઘોડા, નાચ ને રંગ ઠામ ઠામ રે;
હસતાં રમતાં જ દીસે સદા સૌ, કરતાં હશે શું કામ!
રમીએ ગુજરાતે રે.

આગળ આ હતું હિંદુસ્તાનમાં, સૌથી બંદર મોટું રે;
નામીચું દુનિયામાં, તે કેમ, છેક થયું હશે ખોટું!
રમીએ ગુજરાતે રે.

તાપી નાહી, લઈ લાહે ગજી, કીનખાબ, કિનારી ચાલો રે;
નરબદાનો નીરખી, નર પુલ, નરનાં નરપણુ ભાળો.
રમીએ ગુજરાતે રે.

ભરૂચની ટેકરી બહુ બાંકી, ટીંબા ચડજો તપાસી રે;
ટેડી પાઘડી કકડતાં કપડાં, રૂમાલ તો ફરમાસી.
રમીએ ગુજરાતે રે.

ભાંગ્યું ભાંગ્યું પણ એ છે ભરૂચ જ, ભૃગુનો આશ્રમ કૂહાવે રે;
શે'ર જૂનું ગુજરાતે, આજે પણ, રૂ બહુ રેલ ચડાવે.
રમીએ ગુજરાતે રે.

ત્યાંથી કબીરવડ જોવા જાજો, જગમાં જે છે નવાઈ રે;
જોઈ ડબોઈ પાછા વળજો, માળ માલ ન કાંઈ.
રમીએ ગુજરાતે રે.

મેલ્યું ભરૂચ કે આવ્યું કાનમ, કાળી ધરતી રસાળી રે;
જ્યાં ચોમાસે જાય કળી પગ, કણબીકન્યા દે ગાળી.
રમીએ ગુજરાતે રે.

મિયાંગામ, ઇટોલું આવે, આવે ઝાડનાં ઝુંડ રે;
ઝાડે ચારે તળ ચરોતરનું, ગોંદરું આ છે પ્રચંડ.
રમોએ ગુજરાતે રે.

વડોદરે નિર્ભ્રાન્ત ઊતરજો, નથી મલ્હારરાવ ઘેલો રે;
દાણનું દુ:ખ તો છે હજી કાયમ, ગાંઠડી હેઠે મેલો.
રમોએ ગુજરાતે રે.

લક્ષ્મીવિલાસ ને મોતીબાગ ને, નજરબાગનો મિનારો રે;
જો જો સવારી, સાઠમારી ને, નૃપ નવીન પ્રમાણો.
રમોએ ગુજરાતે રે.

પાન ને પર્વળ લઈ પરવરીએ, શો ઊંચો પુલ મહીનો રે;
'આવી મહીં ને ચિંતા થઈ' એ ઉખાણો હતો અહીંનો.
રમોએ ગુજરાતે રે.

આપે જણાય છે આવ્યું ચરોતર, બોલી ને બુદ્ધિ જ્યાં જાડી રે;
જાડી પણ ગાઢી કસવાળી, ધંધે કોસરે હદ વાળી.
રમોએ ગુજરાતે રે.

હોય જવું વડતાલ કે ડાકોર, તો વચમાંથી વિચરજો રે;
કપડવંજે કાચ ને સાબુ, જોઈ સુધારો કરજો.
રમોએ ગુજરાતે રે.

આવી આનંદે પાછાં આણંદે, કે નડિયાદે મળજો રે;
મહમદશાહનું શે'ર જોઈને, અમદાવાદે વળજો.
રમોએ ગુજરાતે રે.

અમદાવાદે આદે હતી બહુ. ગાદી મોટી પાદશાહી રે;
જ્યાં ત્યાં મસીદને તોડા તે હજી, યાદ આણે છે ભાઈ!
રમોએ ગુજરાતે રે.

જુમામસીદ શી મોટી, મહમદશા'નું સેન સમાયરે;
જુમામસીદ જોતાં તે વખતની, ઝાંખી આજે થાય.
રમીએ ગુજરાતે રે.

ભદ્રની શોભા છે બહુ સારી, ત્રણ દરવાજે કમાનરે;
હઠીસિંગને દહેરે આરસ, ઓપે હીરા સમાન.
રમીએ ગુજરાતે રે.

શાહઆલમ સરખેજની શોભા, શી રીતે વર્ણાયરે:
અસલી ઇમારત હુન્નર આગળ, ઈજનેરી લજવાય.
રમીએ ગુજરાતે રે.

રાજનગરમાં જન ઉદ્યોગી, કોડીલા કસરની સાથેરે;
વિવેકી ને વળી પરગજુ પણ, તન મન કણ ત્રણ વાતે.
રમીએ ગુજરાતે રે.

રસમાં છે અહીં છપ્પા સામળ, કવિના પૂરણ કામરે;
જેમ સુરતમાં પ્રેમાનંદ ને, વડોદરા દયારામ.
રમીએ ગુજરાતે રે.

ગઈ પાદશાહી ઘણા દિવસથી, પણ શાહે રંગ રાખ્યો રે:
બાંધી સાડાત્રણ તાંતણે શે'રને, ધંધો ધોકારે રાખ્યો.
રમીએ ગુજરાતે રે.

ધોતીજોડા, પીતાંબર, સાડી, જે જોઈએ તે લેજોરે;
બાર બોલાવે બો'તેર આવે, કોક દલાલને કે'જો.
રમીએ ગુજરાતે રે.

આવે દલાલ ને લાવે લટકતા, વેપારી ટોળેટોળાંરે;
લઢે વઢે, દે ગાળ, ખેંચે, સમ ખાય, કરે કાગારોળ.
રમીએ ગુજરાતે રે.

આવોં અગાડી ગાયકવાડી, ઘોડા ફરે મદમાતારે;
વડનગર ને વીસનગરે, જાવું પણ નથીં જાતા.
રમીંએ ગુજરાતે રે.

સરસ્વતીતીર સિધપુર, કપિલ મુનિનું ધામરે;
પાટણ પ્રાચીન રાજધાનીને, અહીંયાંથી જ પ્રણામ.
રમીંએ ગુજરાતે રે.

કાઠિયાવાડમાં હાલ નથી ભો, હાલો તે ભણી જઈએરે:
દેશી રાજનાં દુઃખડાં દેખી, દિલમાં દુઃખિયાં થઈએ.
રમીંએ ગુજરાતે રે.

રેત ગઈ ને પા'ણા આવ્યા, ઝાડનું દેખું ન નામરે;
ખરે સૌરાષ્ટ્ર તો ખનિજ ખજાનો, ખોલ્યાનો ખરો ઠામ.
રમીંએ ગુજરાતે રે.

પ્રથમ જૂનાગઢ ચાલો, જોઈએ નરસિંહ મે'તાનો ચોરોરે:
છતું કર્યું ગુજરાત સપૂતે, એનો પાડ ન થોડો.
રમીંએ ગુજરાતે રે.

જામનગર મચ્યું રાગ ને રંગમાં, ભાવનગર ભળપણમાંરે;
પહેલા વર્ગનું ચોથું ધ્રાંગધ્રું, પોરબંદર હાલ ગણમાં.
રમીંએ ગુજરાતે રે.

સુદૃઢ, તીખા, શોખી, શાણા, મતલબી, ખટપટવાળારે;
મીઠા તો મધથી પણ અદકા, લોક આણીકોરા ભાળ્યા.
રમીંએ ગુજરાતે રે.

જોવા લાયક રાજ્ય રહ્યાં બહુ, પણ કૂહોને શું કરીએરે;
રાજાધિરાજની રાજધજા જ્યાં, રાજકોટે જઈ ઠરીએ.
રમીંએ ગુજરાતે રે.

દરેક બીજાં રાજ બધાં ત્યાં આવી પ્રસંગે જાશે રે;
જોઈ રહ્યા, કે વળશું પાછા, પ્રવાસ પૂરો થાશે.
રમીએ ગુજરાતે રે.

રહી ગયું જોવું દીવ બંદર, ને ધોળેરું ઘોઘું રે;
ખારાઘોડે ખૂટે ન મીઠું, પાણી પણ જ્યાં મોઘું.
રમીએ ગુજરાતે રે.

પશ્ચિમે દ્વારિકા, પૂર્વે કાળી, ઉત્તરે અંબા માત રે;
દક્ષિણે કુંતેશ્વર એ છે, ચારે ચોકી ગુજરાત.
રમીએ ગુજરાતે રે.

ઊના પાણીના કુંડ લસુંદ્રા, ગોધરા ને ઉનઈએ રે;
ગંધક તો ગંધાય છે ખુલ્લો, રામ સુધી શીદ જઈએ.
રમીએ ગુજરાતે રે.

વિમળશાહનાં દે'રાં બળેલાં, લાવા રસમાં દટાયાં રે;
જોતાં જ, જાણે જ્વાલામુખીનું, જોર જે જન છે ડાહ્યા.
રમીએ ગુજરાતે રે.

રહી છેવાડે છાવણી ડીસા, હવાપાણી જ્યાં સારાં રે;
પાલણપુર ઉપરથી થઈને, આબુજી જોવા ધાર્યાં.
રમીએ ગુજરાતે રે.

વળી વનસ્પતિ વિધવિધ ઔષધિ, જૈન દે'રાં જયકારી રે,
'અઠે કઠે' કરનાર મેવાડને, મારવાડી અહીં બારી.
રમીએ ગુજરાતે રે.

વાદળાં અંગે અડકી હીંડે, ટાઢે જવાય ઠૂંઠવાઈ રે;
પાલીતાણે, ગિરનાર, શેત્રુંજે, ભૂલ્યા આપણે જવું ભાઈ.
રમીએ ગુજરાતે રે.

રાધનપુર જઈ રણને ઝાંખવું, કચ્છ ભુજ જ્યાંથી જવાય રે;
માંડવી બંદરથી ઊપડતાં, મુંબઈ બોટે અવાય.
રમીએ ગુજરાતે રે.

મુંબઈ તો અલબેલી જ કહાવે, જાણીતી જગમાંહ્ય રે;
વિદ્યા, હુન્નર, વેપાર ને રાજનું, નૂર નવલ શું ગાય.
રમીએ ગુજરાતે રે.

૨

## ઇતિહાસની આરસી

(ગરબી)

ઇતિહાસની આરસી સાહી, મેં જોયું માંહી:
થીર થાવર દીઠું ન કાંઈ, ફરતી છે છાંહી!

આ મુલક બધામાં આજ, કયાંના ક્યાં રહેતા:
ઇંગ્રેજ કરે છે રાજ, જગમાં જશ લેતા.

પણ એંસી જ વર્ષ પછાત, જો જોઈએ ઝાંખી;
દીસે દક્ષિણીઓ ગુજરાત, ઘૂમતા ડર દાખી.

શો પેશવાઈનો દોર, પૂનેથી સંચરતા;
બહુ ચકરાં જાલમ જોર, "ઇકડે યા" કરતા.

માંડ્યા રાજે અધર્મ અપાર, ધર્મનું કહાવે જે;
કરી ચાર દિવસ ચમકાર, શૂન્ય થયું સહેજે.

પેશવાઈ પહેલાં મુગલાઈ, ચાલતી ચોપાસે;
અહીં સ્થાપી અકબરશાહી, બાંધી નીતિ પાસે.

નહિ જુલમ ન ઝાઝું દાણ, નહિ પક્ષાપક્ષી;
દીધું દેશીને માન સમાન, દેશાઈગીરી બક્ષી.

ટકી બસેં વરસ મુગલાઈ, તે આને યોગે;
જ્યારે રાજનીતિ બદલાઈ, પડી મરવા રોગે.

આ બસેં વરસ પણ બાદ, કરી જો પછવાડે;
પાદશાહી અમદાવાદ, સ્વતંત્રપણે લાડે.

"કુત્તે પર આયા સસ્સા–બસાયા શે'ર શાહને"
આ આશા ભીલને અસાવળે—ગમ્યું તેજાંને.

થયો મહમદ બેગડો એક, છેક મહા મોટો:
બાંધ્યા મસીદ મિનારા અનેક, શે'ર, સળંગ, કોટો.

હતો જબરદસ્ત મહાશૂર મહા મોટો જંગી:
ચડી વાંણે લડી ચકચૂર, કર્યા બહુ ફિરંગી.

પણ ચૌદસેં બાર અગાઉ, હતું ક્યાં શે'ર જ:
હવે પાટણપુરને ગાઉં, થયો અકરા કેર જ.

સન તેરસેં પૂરાં માંહ્ય, થયા હિંદુ પૂરા:
પડ્યું પાટણ વરત્યો ત્રાહ્ય, ધિક નાગર નગુરા!

પેઠા મુલકમાં મુસલમાન, "મારું મારું" કરતા;
લૂંટે, ઝૂંટે, વટાળે, લે જાન, વહુ દીકરી હરતા.

લડ્યા પડ્યા હજારો શૂર, "ભલે મારીએ મરીએ";
વહ્યું લોહી જેમ જળપૂર, ડૂબ્યો દેશ તે દરિયે.

એ દિવસ પડી જે પોક, હજી ગગને ગાજે!
એ દિવસ દેશીઓ શોક, કરોને મળી આજે!

એ દિવસ થકી પરતંત્ર, થયા, લાગી ખાંપણ રે!
એ આગે હતા સ્વતંત્ર, હિંદુ સૌ આપણ રે!

વદ્યો શોક થંભ્યું મુજ ગાન, જ્ઞાન આ એક જ રે;
વિના ધર્મ, નવલ આ સ્થાન, ચલિત સૌ છેક જ રે.

૩

## જનાવરની જાન

( ધોળ )

જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે;
બકરી બાઈનો બેટડો, પરણે છે આજે. ૧

ઢોલ નગારાં ભેર ને, સૂર શરણાઈ તીણાં,
સો સાબેલા શોભિતા, બેટાબેટી ઘેટીના. ૨

ઠીક મળી ઠઠ લોકની, જરા ઠામ ન ઠાલો;
દોડે વરનો બાપ ત્યાં, દડબડ દાઢીવાળો. ૩

સાજનનું શું પૂછવું, બકરે કરી જોરો;
ભેગાં કર્યાં છે ભાવથી, મોટાં મોટાં ઢોરો. ૪

રાતા માતા આખલા, રાખી શીંગડાં સીધાં;
આગળ માર્ગ મુકાવતા, પદ પોલીસ લીધાં. ૫

સાજને શ્રેષ્ઠ ઊંટડા, હીંડે ઊંચી ઓડે;
એનાં અઢારે વાંકડાં, કામદારોની ગોડે. ૬

હારમાં એક બે હાથી છે, મોટા દાંત જ વાળા,
નીચું ન્યાળીને ડોલતા, હીંડે શેઠ સૂંઢાળા. ૭

હાથી ઘોડા તો છે ઘણા, હાર રોકતા પાડા;
કાળા કઢંગા ને થયા, ખડ ખાઈ જડ જાડા. ૮

આંખ ફાટી છાતી નીસરી, કરતા ખૂબ ખૂંખારા,
હીંડે ઊછળતા ઘોડલા, સાજન થઈ સારા. ૯

ટટ્ટુઓ ટગુમગુ ચાલતાં, પૂઠે ગરીબ ગધેડા;
હાજી હાજી કરી હીંડતા, ડીફાં વિના અતેડા. ૧૦

હારોહાર હજારો આ, માંહે માંહે લપાતા;
કોણ આવે કામળ ઓઢીને, એ તો ગાડર માતા. ૧૧

પીતરાઈઓ વહેવાઈના, એને અકલ ન કોડી;
આડા અવળા અકેકની, પૂઠે જાય જો દોડી. ૧૨

બકરા તો વરના બાપ છે, હોય એનું શું લેખું!
શું સાગર શીંગડાં તણો, હું તે આજે આ દેખું! ૧૩

વરનો તે ઘોડો આવિયો, વાજે વાજાં વિલાતી;
ભેર, ભૂંગળ ને ઝાંઝરી, ભેગું ભરડતી જાતી. ૧૪

વરરાજા બે માસનું, બાળ બેં બેં કરતું;
ઝડપાયું ઝપ ઝોળીમાં, મન માડીનું ઠરતું. ૧૫

મંગળ બકરી બાઈ તો, ગાય હરખી હરખી;
જોડે જાંદરણી ઘણી, કોડે જોવા જ સરખી. ૧૬

બકરી બાઈએ નાતની, ને બીજી ઘણીઓ;
આણી આડોશ પાડોશણો, બાપડી બહેનપણીઓ. ૧૭

ભેંસ, ભૂંડણુ ને ઊંટડી, ઘેટી, ઘોડી, ગધેડી;
ગાય, બિલાડી, ઊંદરડી ને, એક કૂતરીયે તેડી. ૧૮

વાંદરીઓ નથી વીસર્યા, દશ વીશ આ કૂદે!
સાથે સામટાં ગાઈ સૌ, સાતે સૂરને છૂંદે. ૧૯

કોઈ બેં બેં કોઈ ભેં ભેં કરે, કોઈ ભૂંકતી ભૂંડું;
કોઈ ચું ચું મ્યાઉં મ્યાઉં કરે, વેર વાળે કો કૂડું. ૨૦

હૂંક હૂંક કરતી વાંદરી, જો જો! નાચે છે કેવી!
ધન ધન બકરી! ન કોઈની, જાન તારા તે જેવી! ૨૧

ચારપગાંની જાન આ, જોડી બેપગાં સારુ;
સાર નવલ બહુ સમજે તો, નહિ તો હસવું તો વારું! ૨૨

## ૪

## માતૃસ્તવન

( ધોળ )

જ્યારે હું હતું પશુ અજ્ઞાન રે,
નહોતું ખાન કે પાનનું ભાન રે;
ત્યારે કોણ મારી સારી સંભાળ,
કરતું ધરી વા'લ? તે તો તું જ માવડી૦

કોણ ઊંઘતું હતે ઊંઘાડીને,
કોણ અંગનું હીર ધવડાવીને;
થતું હુંથી અધિક પ્રસંન,
પોતાને મંન? તે તો તું જ માવડી૦

માથું મારી, ઉછાળી હું લાતરે,
ધાવું તેમ તેમ થઈ રળિયાતરે;
કોણ મીઠડાં લેતું મુખ,
પામી મહા સુખ! તે તો તું જ માવડી૦

મને કોણ ઉઠાડી બેસતું ?
મને કોણ રિઝાવી રમાડતું ?
કોણ ગાતું ઊંઘાડવા ગીત,
પ્રફુલ્લિત ચિત્ત ? તે તો તું જ માવડી૦

જરા માથું દુખે કદી માહરું,
કોણ ચોંકી થતું દેખી બ્હાવરું ?
કરી કરીને કડવા ક્વાથ,
પીતું ખુશી સાથ ? તે તો તું જ માવડી૦

કોણ શીખવતું બોલતાં ચાલતાં,
કોણ કહેતું મનહર વારતા;
દીઠા દા'ડી અસંખ્ય જ દોષ,
તોયે ન કર્યો રોષ. તે તો તું જ માવડી૦

તારા પ્રેમના પાર પમાય ના,
તારાં કર્યાં તે—કોએ કરાય ના;
અરે તેં મળમૂત્ર અથાગ,
વહ્યાં લહ્યાં ભાગ્ય ! ધન ! ધન ! મારી માવડી૦

તારો પાડ શું વાળું વળાય ના,
મૂકી માથું ખોળામાં હું માયના;
બોલું નવલ ગગળો થઈ વાણ,
"તારું છે કલ્યાણ", જય ! જય ! મારી માવડી૦

૧

## ઈશ્વર પ્રાર્થના

મારી નાડ તમારે હાથે, હરિ સંભાળજોરે,
પ્યારા પોતાનો જાણીને, પ્રભુપદ પાળજોરે.
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઊભરાતું,
મને હશે શું થાતું, નાથ નિહાળજોરે;—મારી૦
અનાદિ વૈદ્ય આપ છો સાચા, કોઈ ઉપાય વિષે નહિ કાચા,
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજોરે;—મારી૦
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો ?
મહા મૂંઝારો મારો, નટવર ટાળજોરે;—મારી૦
કેશવ હરિ મારું શું થાશે? ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે,
લાજ તમારી જાશે, ભૂધર ભાળજોરે;—મારી૦

૨

## અધવચ ગાડું ગૂંચી ગયું

જાવું છે દૂર ઝાઝુંરે, ગાડું અહીં ગૂંચી ગયું;
પરમેશ્વર પાર ઉતારોરે, અધવચ આ શું થયું ?
હાંકનાર હરજૂડ બન્યો ને, બેલ રહ્યા નહિ હાથ;
ચૂકયા દિશા જાવાની ચમકી, રઝળ્યો સઘળો સાથ;
કોણ કહો અટકાવેરે, આખર આવી રહ્યું. જાવું૦

હાય ભયાનક જંગલ મોટું, ભારે પંક ભરેલ;
વાઘ વરુ ને વાનર ઝાઝા, એમાં કૈંક મરેલ;
ચોગમ ચોર ફરે છે રે, કાંઈ નહિ જાય કહ્યું. જાવું૦

રાત રહી અંધારી ભારે, કંટક ભાગે પાય;
વરસે મેઘ વીજળી ચમકે, થર થર કંપે કાય;
ભૂતાવળ ને ભડક રે, હડબડ થાય હયું. જાવું૦

ગારામાં ગૂંચ્યાં બે પૈડાં, તૂટયાં જોતર રાશ;
બેલ કડેડી હેઠા બેઠા: કોટિ કરાવે કાશ;
આમાંથી ઊગરવા રે, કરવું કામ કયું ? જાવું૦

ગાડું ગૂંચે હું ગૂંચાયો; કોય સહાય ન પાસ:
વિશ્વેશ્વર વગદાં વીણીને, નટવર થાઉં નિરાશ:
કેશવ હરિ શું સૂતા રે, પ્રભુપદ જાય વહ્યું. જાવું૦

## બાલાશંકર ઉલ્લાસરામ

### બોધ

[ ગઝલ ]

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે,
ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લહેજે.
દુનિયાની જૂઠી વાણી વિષે જો દુઃખ વાસે છે,
જરાયે અંતરે આનન્દ ના ઓછો થવા દેજે.
કચેરી માંહી કાજીનો નથી હિસાબ કોડીનો,
જગત કાજી બનીને તું વહોરી ના પીડા લેજે.
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરાયે સંગતે રહેજે.
રહેજે શાંતિ સંતોષે સદાયે નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ કોઈને નહિ કહેજે.

વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાયે ભલાઈની મહાલક્ષ્મી ગણી લેજે.

રહે ઉન્મત્ત સ્વાનંદે ખરું એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.

કટુ વાણી સુણે જો કોઈની વાણી મીઠી કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.

અરે ! પ્રારબ્ધ તો ઘેલું રહે છે દૂર માગે તો,
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે.

રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે,
જગત બાજીગરીનાં તું બધાં છલબલ જવા દેજે.

પ્રભુનાં નામનાં પુષ્પો પરોવી કાવ્યમાળા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.

કવિ રાજા થયો શી છે પછી પીડા તને કાંઈ,
નિજાનન્દે હમેશાં બાલ મસ્તીમાં મજા લેજે.

## નરસિંહરાવ

૧

### પ્રભાત

( વસન્ત-તિલકા )

સામેથી દૂર થકી નીરખી સૂર્યસિંહ,
તેજસ્વી યાળ ભરી ફાળ, કરાળ દેહ,
આવંત અગ્નિ ભરિયાં ધરી નેન તાતાં,
અંગો બધાં ઝળકતાં રુધિરેથી રાતાં. ૧

એવો નિહાળી ભયભીત શશી થઈ ને,
ધોળી સમસ્ત નિજ ગાય લઈ લઈ ને,
વાડો જ ગોળ નિજ તે મહીં પૂરી આ તો,
જો મન્દકાન્તિ થઈ આમ લપાઈ જાતો ! ૨

ને તારલાહરણટોળું ભયેથી ધ્રીકું,
જો આમ તેમ અહીં નાસતું વેગથી શું !
ને મેઘઝાડી થકી નીકળી સિંહ પેલો
જો એકલો નભ વિશે વિચરે શું ઘેલો ! ૩

૨

## અજશિશુ

(ઉધ્ધોર)

પેલું બકરીકેરું બાળ,
વિખૂટું માડીથી આ કાળ;
ઊભું ઉચ્ચ ગિરિને શૃઙ્ગ,
કોઈ નાહીં એની સંગ. ૧

ઊજળું બરફ઼સમ સોહાય,
પાછળ શિલા શ્યામ જણાય:
કરતું કરુણરવ કંઈ મન્દ,
વીસરી સહજ નિજ આનન્દ. ૨

પડઘા થાય ગિરિની માંહ્ય,
સુણી તે ભૂલ માંહીં ભમાય;
જાણે બોલી મોરી માય,
હોંશે નહિ અધિક અકળાય. ૩

કરતું અધિક ઊંચો નાદ,
ધરતું માડીકેરી યાદ;
ચોગમ બાળ જોતું જાય,
વાંકી ધવળ ડોક સુહાય. ૪

નીચે ગાઢ ઝાડી ઘોર,
માંહીં સાવજોનો શોર;
સુણીને બાળ શું ગભરાય!
ક્યાંથી માડી સોડ લપાય? ૫

"ધીરજ ધર તું, વ્હાલા બાળ!
આ હું આવું છું તત્કાળ."
બોલી એમ મેં તે વેળ,
ટેકરી ટોચ પર જઈ સ્હેલ, ૬

લીધું ગોદમાં અજબાળ,
ચુમ્બન કીધલાં દસ બાર;
ઊતરી કઠણ પર્વતવાટ,
મૂક્યું બાળ જ્યાં હતી માત; ૭

લાગ્યું ધાવવા તત્કાળ
મારું મીઠું અજનું બાળ;
ને જો! નદીમાં અજશાવ
ધાવે માતને ધરી ભાવ! ૮

થાતાં તૃપ્ત છૂટ્યું એહ,
શોભી અધિક ઊજળી દેહ;
નાચ્યું શિશુ ધરી ઉછરંગ,
નાચ્યું હૃદય મુજ તે સંગ. ૯

## ૩

## દિવ્યમન્દિર તથા લેખ

(રોળાવૃત્ત)

માનવરાજે રચ્યાં મન્દિરો કીર્તિ કાજે,
કાળમહોદધિ મહીં કહીં લુપ્ત થયાં આજે;

કરતા કીર્તિસ્તમ્ભ ઊભા નામ અમર કરવા,
સહસા તે ભૂકમ્પ ગળી લઈ જાતા ગરવા. ૧

ન રહે નામનિશાન, રાનમાં રહે રખડતા,
શિલાખણ્ડ થઈ ચૂર્ણ જગોજગ મૃતસમ પડતા;
અચળ કીર્તિને કાજ કોતરી રાખ્યા લેખો,
ઘસાઈ ભૂસ્યા આજ દટાયા ધૂળમાં દેખો. ૨

એક અચળ ને ભવ્ય વિશ્વમન્દિર આ ભાસે,
અનુપમ ઘુમ્મટ વ્યોમતણો જેનો ચોપાસે,
એક **પુરુષ મહાન** તણી એ કીર્તિ ગાયે—
નીરખી શકે રૂડી પેર અહીં જન કો વિરલા એ. ૩

વિધ વિધ લખિયા લેખ દિવ્ય ભાષામાં ભારે,
એક **પુરુષ મહાન** તણા એ ગુણ ઉચ્ચારે;
અનુપરૂપ એ લેખ દીસે જગ રચના માંહીં;—
નભપટપર તારકાલેખ ચળકંતા ક્યાંહીં, ૪

કહીં કહીં સન્ધ્યા–અભ્ર–રંગના લેખ સુહાતા,
કો ઘડી ઇન્દ્રધનુષ્ય–વર્ણના લેખ જણાતા;—
એમ નિરન્તર વિવિધ લેખ રચના રૂહે દીપી,
વાંચી શકે કો વિરલ દિવ્ય અદ્‌ભુત એ લિપિ. ૫

દેશાટન કરી ભવ્ય મન્દિરો ભલે ન નીરખું,
ગૂઢલેખ લિપિભેદ ભલે હું ઉકેલી ન શકું;—
**મહાન મન્દિર** એક નીરખવા દૃષ્ટિ ચાહું,
**દિવ્ય પુરુષ**ના લેખ માગું શક્તિ ઊકલવા હું. ૬

## ૪

## અવતરણ

(તોટક)

રમતાં ભરતાં કદીં દિવ્ય વને,
ફૂલડાં જડિયાં રૂડલાં મુજને,
બહુ વેળ રહ્યાં પડીં મુજ કને,
ગૂંથીં આજ દઉં રસિકો ! તમને. ૧

બહુ વેળ રહ્યાં પણ દિવ્ય બધાં,
ન ગયાં કરમાઈ, ખીલ્યાં બમણાં,
સહુ તેતણીં આજ વિવેકગુણે,
ગૂંથીં માળ દઉં રસિકો તમને. ૨

મૃદુ ગન્ધ મનોહર કોઈ વિશે,
વળીં ઉત્કટ ગન્ધ બીજે વિલસે,
વળીં કોમહીં ગન્ધ ગભીર સૂએ,
ગણિયા નહીં જાય અહીં સહુએ. ૩

વળીં રંગ અનેક ઝીણા, કુમળા,
વળીં દીપ્ત, ગભીર, અને વિમળા,
રમતા વિવિધે ફૂલડે સઘળા,
મળીં નેન દીએ સુખ તે રસીલા. ૪

ઋતુ સર્વતણાં ફૂલડાં ખીલિયાં,
તહીં એક સમે સઘળાં મળિયાં,
સહુ તેહની માળ વિવેકગુણે,
રસિકો ! ગૂંથીં આજ દઉં તમને. ૫

સહુ રંગ ભળે અનુકૂળ રીતે,
વળી ગન્ધવિરોધ કહીં ન પીડે,
ત્યમ એ કુસુમોતણી આજ દિને
ગૂંથી માળ દઉં રસિકો ! તમને. ૬

કાન્ત

## હિંદ માતાને સંબોધન

ઓ હિંદ ! દેવભૂમિ ! સંતાન સૌ તમારાં !
કરીએ મળીને વંદન ! સ્વીકારજો અમારાં !
હિંદુ અને મુસલમિન : વિશ્વાસી, પારસી, જિન :
દેવી સમાન રીતે સંતાન સૌ તમારાં !
પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી :
સેવા કરે બને તે, સંતાન સૌ તમારાં !
રોગી અને નીરોગી, નિર્ધન અને તવંગર,
જ્ઞાની અને નિરક્ષર : સંતાન સૌ તમારાં !
વાલ્મીકિ, વ્યાસ, નાનક, મીરાં, કબીર, તુલસી !
અકબર, શિવાજી, માતા ! સંતાન સૌ તમારાં !
સૌની સમાન માતા, સૌએ સમાન તેથી :
ના ઉચ્ચ નીચ કોઈ, સંતાન સૌ તમારાં !
ચાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર :
એ પ્રાર્થના કરે આ સંતાન સૌ તમારાં !

## બલવંતરાય ઠાકોર

### ભમતારામની કેડી

(ઉધોર)

ઈચ્છું ચહું એક જ ખાસ,–
લહરી–ચળક–થનગન પાસ,
માથે ગગનનો ઉજાસ,
એવી કેડીનો ઉલ્લાસ.
કેડી ભોમ ભમતી જાય,
મોટી, સૂક્ષ્મ, મધ્યમકાય,
નગરે ગામડે ફંટાય,
ત્રૂટે ને વળી સંધાય.
ઑતરે, ચડે, ચક્કર ખાય,
વન રણ ખેતરોમાં ધાય.
એવી કેડી વાંછું ખાસ,
પાસે સલિલ ખેલે રાસ, ૧૨
શિર પર ગગનઘુમ્મટહાસ,
રોમે ફરફરે ઉલ્લાસ!

૨

દિન દિન તેજ ઓજસ પૂર,
દિન દિન વાધવાનાં શૂર:
આંખે નવલ નવતમ નૂર
દિન દિન ભરે, પોષે ઉર.

૩

જ્યાં જ્યાં રાત, વાસો ત્યાંય
ન્હોળી પૃથાખોળા માંહ્ય:
આવે નીંદ પંખાન્યાય,
મટકે વ્હાણું આવી વાય!

૪

કદીકે કૌમુદીનાં પૂર,
ઝાજરમાન કોમલ નૂર, ૨૪
કદી નક્ષત્ર કદી અંધાર,
ઝઝૂમી સરે જલ મોઝાર:
ઊંડાં ગયબી જે પાતાલ,
ઊંચાં વ્યોમ જે નભપાર,
—બંને તણા તાજુબ તાર
વિશ્વે રણઝણે તે વાર.
જિગરે સરે એ કંઈ સૂર,
—કંઈ શા મર્મરન્ત સુદૂર!
ઈચ્છું ચહું વાંછું એહ
કેડી ભોમ ભમતી તેહ;
ને જે વ્યોમ જે પાતાલ
ભોમે, દાખવે કંઈ જેહ ૩૬

૨

## કક્કો સરસ્વતીની ખાણ

ક કરવાં તો સારાં કામ:
ખ દુખ ખમતાં ધરવી હામ.
ગ ગણ ઋણ હક ચોખ્ખી રીત:
ઘ ઘરમાં સૌથી ધર પ્રીત.
ચ ચારિત્રે જન જિતાય:
છ છળકપટે સૌ દુણાય.
જ જન્તુ પ્રત્યેકે જીવ:
ઝાડ બીજ પણ જાણ સજીવ. ૮
ટ ટંટા નવ વ્હોરો કદા:
ઠ ઠઠ્ઠા અતિથી આપદા.
ડ ડર એક પ્રભુનો ધરો:
ઢ જે ઢંગે નહિ પાધરો.
ત નવ તપ ક્રોધે લવલેશ:
થ થડને દઢ વળગ હમેશ.
દમામ પોલે લોકો હસે:
ધન લોભે નીતિ પણ ખસે: ૧૬
નાગો સૌથી 'ખસ! ખસ!' થશે.
પ પળ પણ ન નકામી ખુઓ:
ફ નેકીફળ મીઠાં જુઓ.
બ બોલીથી પોત જણાય:
ભ ભીખે નવ પેટ ભરાય.
મ મગરૂરી ખત્તા ખાય:
યશ છે દુર્લભ વળી હવાઈ:
રંકરાયને ન્હોય સગાઈ. ૨૪

લક્ષ્મી ચંચળ, આવે જાય;
વેણુ સાથ વક્કર વ્હે જાય.
શ શંકર સૌનું શુભ કરે:
ષ ષટ ગુણુ ષટ અવગુણુ ખરે.
સ સહકારે સંપત વડી;
હળ કણુ દે તું ગાલ્લે ભરી.
કક્કે સ્વર ભળતા દશચાર,
વળી જોડ મીંડાં ન વિસાર. ૩૨

અનુક્રમે ઊતરીએ પાર.
અદબ અકારે નિત કર યાદ:
આળસ છે ત્યાં કશી મુરાદ!
ઇએ ઇમાન ન ક્ષણુ વીસરો:
ઈ છે ઈશ ચરાચર ભર્યો.
ઉ ઉંમર ઘડી ઘડી વ્હે જાય:
ઊ ઊજમથી ઘણું પમાય:
ઋ ઋષિ સન્ત જગે વન્દાય: ૪૦

ૠથી શબ્દ ન કો મંડાય.
ઍ ન એબ કોઈનીથી રાચ:
એકલ તોય ન તજવૂં સાચ:
ઑ ઑખાતે જણુનું માપ;
ઓ ઓશિયાળો ખૂએ આપ.
ઐ ઐકયે છે ચડતી સદ્ય:
ઔઠ હાથ કાયાનૂં કદ.
આંખની અંદર કીકી જુઓ: ૪૮

માંહ્ય બ્હાર આત્મા અનુભવો.
કક્કો સરસ્વતીની ખાણુ:
કક્કે વસી સુનીતિ જાણુ:
કક્કે બલ જય ઉદય પ્રમાણુ:
કક્કો પ્રગતિદાતા માન:
કકકાથી ૐકાર જ્ઞાન. ૫૪

## કલાપી

૧

### ફૂલ વીણ સખે

ફૂલ વીણુ, સખે! ફૂલ વીણુ, સખે!
હજુ તો ફૂટતું જ પ્રભાત, સખે!
અધુના કળી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દીસશે!
સુમહોજ્જવલ આ કિરણો રવિનાં
પ્રસરે હજુ તો નભઘુમ્મટમાં;
ન વિલંબ ઘટે:
કંઈ કાલ જતે,
રવિ એ પણ અસ્ત થવા ઢળશે,
નમતાં શિર સૌ કુસુમો કરશે,

પછી ગંધ પરાગ નહીં મળશે !
ફૂલ વીણ, સખે ! ફૂલ વીણ, સખે !
હજુ તો, ફૂટતું જ પ્રભાત, સખે !
નકી ઉત્તમ અગ્રિમ કાલ, સખે !
ભર યૌવન આ હજુ રક્ત, સખે !
ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે !
ભરતી પછી ઓટ જ તોય, સખે !

ફૂલ વીણ, સખે !
તક જાય, સખે !

ઢળતી થઈ તો ઢળતી જ થશે,
રજની મહીં ચંદ્ર ઊગે ન ઊગે:

હજુ દિવસ છે,
ફૂલડાં લઈ લે;

ફરી લે, રમી લે, હસી લે તું, સખે !

મૃગલાં રમતાં,
તરુઓ લડતાં,
વિહગો ઊડતાં,

કલીએ કલીએ ભ્રમરો ભમતા:
ઝરણું પ્રતિ હર્ષ ભર્યું કૂદતું,
ઊગતો રવિ જોઈ ન શું હસતું ?
પછી કેમ વિમાસી રહ્યો તું સખે !
ફૂલ વીણ, સખે ! ફૂલ વીણ, સખે !
હજુ તો ફૂટતું જ પ્રભાત, સખે !

## ૨

## સારસી

મીઠા દીર્ઘ ધ્વનિ વતી વન બધું હર્ષે ભરે કોકિલા,
ઝીણી વાંસળી શા સ્વરો સુખભર્યા ચંડોળ આલાપતાં;
ખિસ્કોલી તરુના મહાન વિટપે ઝૂકી રહી ત્યાં કૂદે,
ને રંગીન શુકો ઘણાં મધુરવાં આકાશ ઊડી રહે ! ૧

આવી આનન્દ વેળાએ બિચારું કોણ આ દુખી ?
હશે એ પ્રેમનું માર્યું હૈયું કોઈ રહ્યું તપી ! ૨

ગંભીર નાદ કરતી સરિતા વહે છે,
સીંચી જલે પુલિન શીતલ એ કરે છે.
ત્યાં દીન સારસી ઊભી જલપૂર નેત્રે,
સૂની અરે ! શિર નમાવી રહી રડે એ ? ૩

અહોહો ! પાંખ પ્રીતિની તેની તૂટી ગઈ દીસે,
આવું આ પક્ષી, તેને એ આવી પીડા ખરી ! અરે ! ૪

રે રે ! તેનો પ્રિયતમ તહીં પાદ પાસે પડ્યો છે,
પ્હોળી પાંખો શિથિલ બની છે મૃત્યુનો હસ્ત લાગ્યે;
પારાધીએ હૃદય પર હા ! તીર માર્યો દીસે છે,
ખૂંચ્યો છે ત્યાં રુધિર વહતું બંધ હાવાં થયું છે. ૫

જીવવું જીવ લેઈને આંહીં એવી દીસે રીતિ !
કોઈને દુઃખ દેવાથી તૃપ્તિ કેમ હશે થતી ? ૬

મૂકી ગયો ક્યમ શિકાર હશે શિકારી ?
આવી હશે દિલ દયા કંઈ સારસીની ?

બચ્ચાં અને પતિપ્રિયા તણી એ ઘડીની
નાસ્યો હશે હૃદય ચીરતી ચીસ સુણી ! ૭

ગાળે છે પ્રેમનાં અશ્રુ વજ્ર જેવાય દિલને,
કો વેળા પારધીને એ પ્રેમનો દંશ લાગતો. ૮

આવું આવું નીરખી દિલમાં કાંઈ કેવુંય થાય,
કેવો છે રે રુદનમય આ ક્રૂર દેખાવ હાય !
નાનાં બચ્ચાં ટળવળી રહી માત સામું જુએ છે,
ને પંપાળે નિજ જનકના કંઠને ચંચુથી એ. ૯

હજુ તો ખેલવા પૂરું શીખ્યાં આ નથી બાલુડાં,
રે ! તે શું મૃત્યુને જાણે ભોળાં આ લઘુ પંખીડાં ! ૧૦

દુખ સહુ ઊડી જાશે કાલ આ બાલકોનાં,
રમતગમત માંહીં હર્ષ લેશે ફરી આ;
પણ ઝૂરી મરશે રે સારસી બાપડી તો,
જખમ નહિ રુઝાશે પ્રેમનો કારી લાગ્યો. ૧૧

પ્રેમીએ પ્રેમી જાતાં કો બીજાથી પ્રેમ જોડવો,
આવું કાં ન કરે સૌએ પ્રેમી જો કે મળે ખરો ! ૧૨

જોડવી એક જોડીને બે કો ખંડિત થાય તો,
બન્નેનાં એક બીજાથી ઓછાં જેથી બને દુખો. ૧૩

અઢેલી બાઝીને તરુસહ રહે ખીલતી લતા,
દઈ પુષ્પો પ્રેમે લઈ રસ જીવે છે પ્રણયમાં;
સુખી આવા દહાડા સરકી કંઈ જાતા રમતમાં,
અને એ વેલીને મરણ પડદામાં લઈ જતા. ૧૪

મરેલી વેલીનું સ્મરણ નવ ભૂલે તરુ કદી,
અને પ્રેમી ગાળે દિવસ દુખના કૈં રડી રડી;
પરન્તુ ચાંપે છે હૃદય પર બીજી લઈ લતા
અને પ્રેમે રેડે મધુર રસ તેના હૃદયમાં. ૧૫

ધીમે ધીમે આવું તરુ થઈ જઈ વૃદ્ધ મરતું,
અને વેલી વીલી રુદન કરતી કૈં દુખભર્યું;
છતાં ટેકો બીજા તરુ પર લઈનેય જીવતી,
અને આપી પુષ્પો જીવિત નિજ તે પૂર્ણ કરતી. ૧૬

ન કિન્તુ સારસી આ તો આવો માર્ગ કદી ગ્રહે;
એકને દિલ અર્પ્યું તે બીજા કોનું નહીં બને. ૧૭

પ્રેમને કારણો સાથે સંબંધ કાંઈ એ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિઃ પ્રેમીની લક્ષ્મી તે બધી. ૧૮

ઝૂરી ઝૂરી મરવામાં સ્નેહ સંતોષ માને,
નહિ કદી રસ શોધે સારસી અન્ય સ્થાને;
રસ દઈ લઈ લીધો ઈશ્વરે છીનવી તો,
હૃદયહીણ બિચારાં પ્રેમીને મૃત્યુ આપો. ૧૯

પ્રેમીનો હોય બેલી કો તો આનું કૈં થવું ઘટે,
પામે છે ત્રાસ મારો તો આત્મા આ દુઃખ જોઈને. ૨૦

ત્યાં કાંઈ આ વન મહીં હિલચાલ થાય,
પક્ષી બધાં ઊડી ઊડી અહીં શાં તણાય!
સર્પો, હરિણ, સસલાં, સહુ દોડી આવે,
લાંબો ધ્વનિ ભયભર્યો શ્રવણે પડે છે. ૨૧

ઉલ્કાપાત થયો કાંઈ હશે આ વનની મહીં;
પ્રતીતિ થાય છે એવી જોઈ આ ગતિ સૌ તણી. ૨૨

હા ! અગ્નિ ત્યાં સળગી ઘાસ પ્રજાળતો, રે !
વૃક્ષો તણાં કૂંપળ બાળી ઉડાડતો તે;
ભૂખ્યો ધસી જીવ અનેક ગળી જતો તે,
દિશા બધી ધૂંમ વતી છવરાવી દે છે ! ૨૩

વ્હાલો છે જીવ પોતાનો વ્હાલાંથીય વધુ ! અરે !
નાસે છે સિંહ પેલો ત્યાં સૂતી સિંહણ છોડીને. ૨૪

પણ અડગ સમાધિ સારસીની ન છૂટે,
મરણશરણ જાવું હર્ષ તેને દિસે છે;
ભડ ભડ ભડ થાતી અગ્નિની ઝાળ આવી,
બળી મરી પ્રિય સાથે સારસી પ્રેમઘેલી. ૨૫

દર્દીના દર્દની પીડા વિધિનેય દીસે ખરી,
અરે ! તો દર્દ કાં દે છે, ને દે ઔષધ કાં પછી ? ૨૬

## ૩

## એક ઘા

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો !
છૂટ્યો તે ને અરરર ! પડી ફાળ હૈયા મહીં તો !
રે રે ! લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઈ જાતાં
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતાંમાં. ૧

મેં પાળ્યું તે તરફડી મરે હસ્ત મારા-જ-થી આ !
પાણી છાંટ્યું દિલ ધડકતે તોય ઊઠી શક્યું ના !
ક્યાંથી ઊઠે ? જખમ દિલનો ક્રૂર હસ્તે કરેલો !
ક્યાંથી ઊઠે ? હૃદય કુમળું છેક તેનું અહોહો ! ૨

આહા ! કિન્તુ કળ ઊતરીને આંખ તો ઊઘડી એ,
મૃત્યું થાશે ! જીવ ઊગરશે ! કોણ જાણી શકે એ ?
જીવ્યું આહા ! મધુર ગમતાં ગીત ગાવા ફરીને,
આ વાડીનાં મધુર ફલને ચાખવાને ફરીને. ૩

રે રે ! કિન્તુ ફરી કદી હવે પાસ મારી ન આવે,
આવે તોયે ડરી ડરી અને ઇચ્છતું ઊડવાને;
રે રે ! શ્રદ્ધા ગત થઈ પછી કોઈ કાલે ન આવે !
લાગ્યા ઘાને વીસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે ! ૪

## ૪

## મને જોઈને ઊડી જતાં પક્ષીઓને

રે પંખીડાં ! સુખથી ચણજો, ગીત વા કાંઈ ગાજો,
શાને આવાં મુજથી ડરીને ખેલ છોડી ઊડો છો ?
પાસે જેવી ચરતી હતી આ ગાય તેવો જ હું છું,
ના ના કો દી તમ શરીરને કાંઈ હાનિ કરું હું. ૧

ના પાડી છે તમ તરફ કૈં ફેંકવા માળીને મેં,
ખુલ્લું મારું ઉપવન સદા પંખીડાં સર્વને છે;
રે રે ! તોયે કુદરતી મળી ટેવ બીવા જનોથી,
છો બીતાં તો મુજથી પણ સૌ ક્ષેમ તેમાં જ માની. ૨

જો ઊડો તો જરૂર ડર છે ક્રૂર કો હસ્તનો, હા !
પાણો ફેંકે તમ તરફ રે ! ખેલ એ તો જનોના !
દુઃખી છું કે કુદરત તણા સામ્યનું ઐક્ય ત્યાગી,
રે રે ! સત્તા તમ પર જનો ભોગવે ક્રૂર આવી. ૩

## ૫

## ગ્રામ્ય માતા

ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરું છે નભ સ્વચ્છ સ્વચ્છ, દીસતી એકે નથી વાદળી;
ઠંડો હિમભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દીસે શુક ઊડી ગાતાં મીઠાં ગીતડાં! ૧

મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષિવલોનાં બાલ નાનાં કરે છે;
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે! ૨

વૃદ્ધ માતા અને તાત, તાપે છે શગડી કરી;
અહો! કેવું સુખી જોડું, કર્ત્તાએ નિરમ્યું દીસે! ૩

ત્યાં ધૂલ દૂર નજરે ઊડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઈ આવે;
ટોળે વળી મુખ વિકાસી ઊભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાળ જોતાં! ૪

ધીમે ઊઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુએ છે;
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને
જોતાં ગાતો શગડી પરનો દેવતા ફેરવે છે! ૫

ત્યાં તો આવી પહોંચ્યો એ અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઊઠી ત્યારે "આવો બાપુ" કહી ઊભો. ૬

"લાગી છે મુજને તૃષા, જલ જરી દે તું મને" બોલીને,
અશ્વેથી ઊતરી યુવાન, ઊભીને ચારે દિશાએ જુએ;
"મીઠો છે રસ ભાઈ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઈ જ્યાં છે ઊભી શેલડી! ૭

પ્યાલું ઉપાડી ઊભી શેલડી પાસ માતા,
છૂરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી. ૮

"બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા,"
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું. ૯

કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની,
એકે બિન્દુ પણ રસ તણું કેમ હાવાં પડે ના!
"શું કોપ્યો છે પ્રભુ મુજ પરે?" આંખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છૂરી ભોંકતી શેલડીમાં. ૧૦
"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;
"નહીં તો ના બને આવું," બોલી માતા ફરી રડી. ૧૧

એવું યુવાન સુણતાં ચમકી ગયો, ને,
માતા તણે પગ પડી ઊઠીને કહે છે—
"એ હું જ છું નૃપ, મને કર માફ બાઈ!
"એ હું જ છું નૃપ, મને કર માફ ઈશ! ૧૨

"'પીતો'તો રસ મિષ્ટ હું પ્રભુ અરે ત્યારે જ ધાર્યું હતું,
"આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં;
"છે તોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારું હવે,
"શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિ? ૧૩

"રસે હવે હે ભરી પાત્ર બાઈ,
"પ્રભુ કૃપાએ નકી એ ભરાશે;
"સુખી રહે બાઈ ! સુખી રહો સૌ,
"તમારી તો આશિષ માત્ર માગું !" ૧૪

પ્યાલું ઉપાડી ઊભી શેલડી પાસ માતા,
છૂરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
બહોળો વહે રસ અહો ! છલકાવી પ્યાલું. ૧૫

૬

## તુષાર

હું છું ઊભો ગિરિતણા શિખરે ચડીને,
કલ્લોલમાલ સમ ગીચ તુષાર નીચે—
મેદાન નીલવરણા ઉપરે ઝૂમ્યો છે:
જાણે જડયું સર રૂડું નભને તળે તે ! ૧

મોજાં વહે ચળકતાં ભૂખરાં રૂપાળાં,
રેસા સમા રવિકરો સુરખી ભરે ત્યાં:
ઠંડી સમીરલહરી થકી ગોલ ઘૂમે,
ભૂરાં કબૂતર તણા જ્યમ ગોટ ઊડે ! ૨

આ મેખલા સમ ઊંચો ગિરિશૃંગ ઘેર્યો,
ત્યાં વ્હોંકળા ઉપર હસ્તી સમો રહ્યો જો !
ને ખીણમાં પથરનો કરી કોટ ઊભો,
ને વૃક્ષની ઉપર તીડ સમો પડયો જો ! ૩

રૂપા તણા રસ સમો જલ ધોધવો તે—
આ ગીચ ધૂમસ તણા મુખમાં પડે છે !
ત્યાં પક્ષીઓ કિલકિલે પણ ના દીસે કોઃ
અન્ધારમાં જગત આજ પડ્યું, અહોહો ! ૪

ત્યાં દૂર સિન્ધુ ઘૂઘવે, નદ ત્યાં મળે છે,
ત્યાં એ તુષાર ઢગના બુરજો ઊભા છે !
ત્યાં રાક્ષસો સમ ઊડે બહુ રૂપધારી—
કાળો તુષાર નભના પડદા સુધીથી ! ૫

ત્યાં બર્ફનો અતુલ પ્હાડ પડ્યો ઢળીને,
નીચે ધસી લઈ જતો બહુ વૃક્ષને તે;
મોટો કડાક કડડાટ થયો દિશામાં,
તે એ ડૂબ્યો ગરજતો ધૂમ સિન્ધુનામાં ! ૬

## આવળનાં ફૂલને

### રોલા

સૌરભથી સંસિક્ત, ભલે નહિ હૃદય તમારાં,
છો આવે નહિ પાસ, મધુવ્રત મધુ હરનારાં;
કરી મનોહર માળ ભલે જન કંઠ ન ધારે,
નિજ ઉપવનની માંય ભલે માળી ન સ્વીકારે. ૧

પણ આવળનાં ફૂલ! તમે મુજ અંતર ગમતાં,
આ નિર્જન વનમાંય સદાયે રહેજો રમતાં;
ઉગ્ર તપે આદિત્ય, પાંથ ભીંજે પ્રસ્વેદે,
બળતાં લોચનમાંય શીતતા કોઈ ન સીંચે. ૨

ત્યાં સુંદર સમુદાય તમારો ઉર આકર્ષે,
શો વધતો વિસ્તાર હીંચતો અવિરત હર્ષે!
દૂર અતિશય દૂર સુધી પથરાઈ રહેલાં,
ઊંચી નીચી ડોક કરી કુતૂહલથી જોતાં. ૩

સોના કેરી પીત પાથરી ચાદર જાણે,
બાળરવિના પિંડ સમાં ચમકો ચોપાસે;
આવી અચાનક અનિલ ભેટતો ભાવ ભરેલો,
લેઈ જવા નિજ સંગ કરી કૈં યત્ન રહેલો. ૪

ડોલતી ડાળી સંગ તમે ચોંટી શાં રહેતાં!
કંઠ હલાવી કાંઈ નકાર અનિલને કહેતાં;
સ્વાર્થપંથે પળનાર ભલે તમને જગ ભૂલે,
પણ વીસરે ન વસંત, ખીલવી તમને ખીલે. ૫

કુદરત કેરાં બાળ! તમે એને બહુ વ્હાલાં,
ઉચ્ચ દઈ આરોગ્ય સદા હૃદયે રાખેલાં;
માળીના અતિ ક્રૂર નખરનો ઘાત ન જોતાં,
નહિ ક્યારે નિજ દેહ અકાળ મરણથી ખોતાં. ૬

ક્યાં એ ફૂલ ગુલાબ, મોગરો માલતી મોંઘાં,
જન્મ તણી સંગાથ મૃત્યુ કેરું મુખ જોતાં;
ક્યાં કંચન શાં અંગ સહિષ્ણુ શાંત તમારાં!
સ્હેતાં પણ સંતાપ સતત હૈયે હસનારાં. ૭

સગુણ હૃદયને બંધ જગતના પરવશ કરતા,
નિર્ગુણને નહિ લેશ નઠોર બની એ નડતા;
એ સાચો સિદ્ધાંત શીખ્યો હું તમને જોતાં,
નિર્ગુણ બ્રહ્મ સમાન તમે જગથી કૈં જુદાં! ૮

ગિરિકંદર, ગિરિશૃંગ વિષે પણ વાસ વસો છો,
જોઈ જગતના રંગ હૃદય દિનરાત હસો છો;
સાદું જીવન સાફ ભવ્ય આનંદ ભરેલું,
માયાતીત મનોજ્ઞ મિષ્ટ તમને જ મળેલું. ૯

હીંચો વ્હાલાં બાળ! અનિલલહરી ઉપજાવો!
મુજ અંતરને એમ નવલ કૈં નાચ કરાવો!
નિર્મળ કાવ્યતરંગ વધે પ્રતિપળ ઊભરાતા,
ભૂલે ક્ષણ સંસાર તણી મૂઝવતી માયા. ૧૦

## ૧

## સદાકાળ ગુજરાત

(પદ)

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
જ્યાં જ્યાં બોલાતી ગુજરાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત!
ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ, જ્યાં ગુર્જરના વાસ;
સૂર્ય તણાં કિરણો દોડે ત્યાં, સૂર્ય તણો જ પ્રકાશ.
જેની ઉષા હસે હેલાતી, તેનાં તેજ પ્રફુલ્લ પ્રભાત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત. ૧

ગુર્જર વાણી, ગુર્જર લહાણી, ગુર્જર શાણી રીત;
જંગલમાં પણ મંગલ કરતી, ગુર્જર ઉદ્યમ પ્રીત.
જેને ઉર ગુજરાત હુલાતી, તેને સુરવન તુલ્ય મિરાત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત. ૨

કૃષ્ણ દયાનંદ દાદા કેરી પુણ્ય વિરલ રસ ભોમ;
ખંડ ખંડ જઈ ઝૂઝે ગર્વે કોણ જાત ને કોમ.
ગુર્જર ભરતી ઊછળે છાતી ત્યાં રહે ગરજી ગુર્જર માત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત. ૩

અણુકીધાં કરવાના કોડે, અધૂરાં પૂરાં થાય;
સ્નેહ, શૌર્ય ને સત્ય તણા ઉર, વૈભવ રાસ રચાય.
જય જય જન્મ સફળ ગુજરાતી, જય જય ધન્ય અહલ ગુજરાત !
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત ! ૪

૨

## વીર બાળક બાદલ

(પુનરાવળી છંદ)

૧

અલાઉદ્દિન ખિલજી જવ આવ્યો,
ચિતોડને જીતવા દળ લાવ્યો,
વીર્ય પ્રતાપ અખંડ બતાવ્યો
એવો કોણ હતો નરવીર ?
કોની આજ કથા તે કરીએ,
કોનાં ગાનથકી ઉર ભરીએ
કોની પ્રતિમા નજરે ધરીએ,
કોણ હતો એવો રણવીર ?
બાર વસંત ન દીઠી પૂરી,
બાદલવીર ! બાદલવીર !
કોમળ જેની કાંતિ મધુરી,
બાદલવીર ! બાદલવીર !
બાર વસંત ન દીઠી પૂરી,
કોમળ જેની કાંતિ મધુરી
અદ્ભુત તેશી પ્રતિમા શૂરી
રણ શોભાવે બાદલવીર !

૨

ચિતોડના બાળક નૃપ પક્ષે,
ભીમસિંહ બંધુ સુત રક્ષે,
તેની લલિતા રંભા લક્ષે
યવનેશ્વર મોહી થઈ પૂર;—
અલાઉદ્દિન ઘેરો લઈ આવ્યો,
નહિ નિજ આશ વિશે કંઈ ફાવ્યો;
છળકપટે ભીમસિંહ બંધાવ્યો:
રમણી દે તો છૂટે શૂર !
શું રજપૂતાણી યશ ખોશે ?
બાદલવીર ! બાદલવીર !
શું વીર ભ્રષ્ટ કુસુમ એ જોશે ?
બાદલવીર ! બાદલવીર !
શું રજપૂતાણી યશ ખોશે ?
શું વીર ભ્રષ્ટ કુસુમ એ જોશે ?
ના, ના, શૂર પડયા ના રોશે !
હાક પડાવે બાદલવીર !

૩

અલાઉદ્દિન ગર્વે નિજ ડૂલે,
એવે કંઈ સુણતાં ઉર ફૂલે,
ચિતોડની પદ્મિની ત્યાં ઝૂલે
દ્વારે નિજ દાસીઓ સાથ:

ડોળીઓ શત સપ્ત પધારી
યવન મુકામ સમીપ ઉતારી,
રમણી સાટે રણવીર ભારી
નીકળ્યા અસિ ફેરવતા હાથ !
ગોરા કાકાશું ત્યાં ઘૂમે,
બાદલવીર ! બાદલવીર !
થઈ રજપૂત સરદાર ઝઝૂમે,
બાદલવીર ! બાદલવીર !
ગોરા કાકાશું ત્યાં ઘૂમે,
થઈ રજપૂત સરદાર ઝઝૂમે,
રિપુદળ ધૂળ પળેપળ ચૂમે :
રણ ધ્રૂજાવે બાદલવીર !

૪

હથિયારે વિજળીઓ ચમકે,
રણ ગગડાટે ધરણી ધમકે,
વીર બાળક અશ્વે ત્યાં ઠમકે,
ન ગણે ઘા નિજ સૌમ્ય શરીર !
ગોરો ભૂમિ પડયો ના ખાંચ્યો,
ભીમસિંહ મુક્ત કરીને રાચ્યો,
બળવંતા અરિને શિર નાચ્યો :
વિજયી આવ્યો બાદલવીર !
માતાએ ચુંબ્યો લઈ ખોળે,
બાદલવીર ! બાદલવીર !

દુનિયા ચક્ષુ વીરત્વે ચોળે !
બાદલવીર ! બાદલવીર !
માતાએ ચુંબ્યો લઈ ખોળે,
દુનિયા ચક્ષુ વીરત્વે ચોળે !
ભારત ગર્વે હૃદય હીંચોળે :
ફરી ક્યાં લાવે બાદલવીર ?

## ૪

## શંખનાદ

(પદ—"રજપૂત શૂરા રે, જુધમાં વીર નથી શું ?"–એ ચાલ)

ભારતી ભૈયા રે ! શંખ સુણ્યો ન હજી શું ?
બેસી રહીશું રે, કે ઝટ સાજ સજીશું ?— ધ્રુવ.

ભારતમૈયા આજ બધાને સત્વર રણ બોલાવે;
વીર જનોને ત્યાં શું ટકટક જોયાં કરવું ફાવે ?
ભારતી ભૈયા રે ! ૧

શંખ સુણ્યા કે વીરજનોનાં ગજગજ ફૂલે હઈડાં;
તન તણખે ત્યાં ભૂલે ગોરી ગોવાલણનાં મહીડાં !
ભારતી ભૈયા રે ! ૨

હાક પડે ત્યાં રક્ત શૂરનાં આભ ઊછળતાં ધાશે:
થશે મરણિયા કાયરના ને જુલમીઓ ડર ખાશે.
ભારતી ભૈયા રે ! ૩

ભારતમૈયા પડી ઘવાશે, અરે ધસો ઝટ સાહ્ય !
લાખ જખમ પણ પલક રુઝાશે એક શૂરની છાંયે !
ભારતી ભૈયા રે ! ૪

એક હાથ રક્ષકવીરાનો સો ઘાતક શરમાવેઃ
ધર્મ સ્વદેશથકી લડતાં પણ મરવું મૃત્યુ દિપાવે !
ભારતી ભૈયા રે ! ૫

વીરા ! આવો, માત ઊગરતાં ઉગારવી સો ન્હેડીઃ
મરશું તોપણ ધન્ય બનીશું, મૃત્યુ વિશે ક્યાં બેડી ?
ભારતી ભૈયા રે ! ૬

ઓ આ શંખ પ્રબળ ફૂંકાયા ! ડંખ દિલેદિલ લાગે !
હરહર, વીર અદલ કાજે આ અમુલખ અવસર જાગે !
ભારતી ભૈયા રે ! ૭

૫

## હલદીઘાટનું યુદ્ધ

(દિવ્ય)

"વીરા ચાલો ઝટ રણમાં,
કાઢો તાતી તલવાર !
હર હર હર નાદે ઘૂમતા
કરીએ અરિનો સંહાર !
રણધીરા હે રજપૂતો
મુજ અંગતણા શણગાર !
રે ચાલો હલદીઘાટે,
શૂરા બાવીશ હજાર ! ૧

"વીરા! શું શૌર્ય ગયું છે?
શું રજપૂત થશે ગુલામ?
મેવાડ પરાધીન બનશે?
શું જશે શિશોદીય નામ?
નહિ નહિ નહિ રણમાં ચાલો,
ઝળકાવો તમ હથિયાર!
રે ઘૂમો રાણા સાથે,
શૂરા બાવીશ હજાર! ૨

"વીરા! તમ આજે રણમાં,
વહેશે અસ્ખલિત પ્રવાહ:
રજપૂત ગૌરવ હજી પણ છે
તે જોશે અકબર શાહ!
રે આજ પ્રતાપ પ્રતાપે,
ઝૂમી રહેશે રણમોઝાર,
ને સાથે ઝૂઝશે તેના
શૂરા બાવીશ હજાર!" ૩

ગર્જન કરી એમ પ્રતાપે,
ઝુકાવ્યું રણે શરીર,
હોંકાર કરી ત્યાં ઊછળ્યા
રાઠોડ શિશોદીય વીર,
ચંદાવત, સંગાવત ને
ઝાલા, ચોહાણ, પ્રમાર,—
રિપુને હણવાને કૂદ્યા
શૂરા બાવીશ હજાર! ૪

મોગલ યુવરાજ સલીમ ને,
અંબરપતિ મહાવીર માન,
લઈ સૈન્ય અસંખ્ય જ ઊભા,
કંઈ સિંધુતરંગ સમાન !
પણ મૃગટોળામાં કૂદે,
વનરાજ કરી હોંકાર;
ત્યાં કૂદ્યા તેમ પ્રતાપી,
શૂરા બાવીશ હજાર. ૫

ધડ ધડ ધડ થાય ધડાકા,
ખૂબ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું,
નીચે આવે આકાશ !
તેને ન જરા ગણકારી,
ધર્યો અંતર શૌર્ય અપાર,
ત્યાં મૃત્યુ મુખે હોમાતા,
શૂરા બાવીશ હજાર ! ૬

આજે નથી પાછું ફરવું,
સમરાંગણ છે અવસાન;
રિપુને હણવું કે મરવું,
છે એ જ અમારી લ્હાણ !
એવું કહીં સહુ ઝુકાવી,
મોગલને મારે માર;
રે રેલ સમા ત્યાં રેલે
શૂરા બાવીશ હજાર ! ૭

રણવીર પ્રતાપ બધે ત્યાં,
        કરતો ઘૂમ્યો નાદ પ્રચંડ,
ખરું આજ પ્રકાશિત કીધું,
        રણમાં નિજ શૌર્ય અખંડ,
ભેદી અરિહાર ધસ્યો તે,
        ખુદ સલીમ હતો જે ઠાર
હર હર હર કરતા ગરજ્યા
        શૂરા બાવીશ હજાર! ૮

આકાશ ધરા ત્યાં કંપ્યાં,
        ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ!
રણક્ષેત્રે આરંભાયો,
        શો ભીષણ હત્યાકાંડ!
ઢગના ઢગ વીરો પડતા,
        નહિ શબનો કાંઈ સુમાર,
લડતા અગણિત મોગલ ને
        શૂરા બાવીશ હજાર! ૯

માર્યો રક્ષક ને મ્હાવત,
        રાણાએ રાખી રંગ,
ને સલીમ તણા ગજ પર ત્યાં,
        નિજ અશ્વે મારી છલંગ!
પણ ગજ નિજ પતિને લઈને,
        ત્યાંથી નાઠો તે વાર;
રાણા સહ પાછળ દોડ્યા,
        શૂરા બાવીશ હજાર! ૧૦

"અલ્લા હો અકબર" કરતા,
ત્યાં કૂધા મોગલ સર્વ;
નથી ભીરુ બન્યા હજી કાંઈ
નહિ રણમાં ખોશે ગર્વ.
ત્યાં ફરી વળી ચોપાસે,
કીધો પ્રભુનો ઉદ્ધાર;
ને ઘેર્યા રાણા સાથે
શૂરા બાવીશ હજાર! ૧૧

પણ વીર્ય અપૂર્વ જ કાંઈ,
છે પ્રતાપ કેરું આજ;
એકલડો સૌની વચ્ચે
તે ઘૂમી રહ્યો સિંહરાજ.
અર્જુન શું આજે તેનો
યશ પામ્યો છે વિસ્તાર!
હા! ધન્ય પ્રતાપ અને તુજ
શૂરા બાવીશ હજાર! ૧૨

એ યુદ્ધ થકી ત્રણ વેળા
રજપૂત યોદ્ધા દઈ પ્રાણ,
ઉગારી લાવ્યા બળથી
નિજ રાણાને નિર્વાણ.
પણ જોઈ વીરો નિજ પડતા,
ફરી ભેદી ધસ્યો અરિહાર!
નહિ જાણ્યું નથી હવે સઘળા,
શૂરા બાવીશ હજાર. ૧૩

અતિ રોષથકી બની ગાંડા,
ઘેર્યો રાણાને ત્યાંય;
ઝબ ઝબ ઝબ ચપળા જેવી
ચમકી અસિઓ રણમાંય !
જાણે ન પ્રતાપ હવે કંઈ
મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સહુ તેના
શૂરા બાવીશ હજાર ! ૧૪

એ સ્થિતિ રાણાની જોઈ
ઝાલાપતિ લઈ નિજ વીર,
મૂકી છત્ર પ્રતાપનું માથે
રણમાં દોડયો રણધીર !
દિલ્હીશ્વર કેરું ઊલટયું
ત્યાં સૈન્ય અસંખ્ય જ ત્યાર,
રે ટપ ટપ ધરણી ઢળતા
શૂરા બાવીશ હજાર ! ૧૫

પણ રિપુને હણતા પ્હોંચ્યા
વીર રજપૂત રાણા પાસ,
છોડવી મૃત્યુ મુખમાંથી
લાવ્યા રજપૂતની આશ !
પણ ઝાલાવીર પડયો ત્યાં
નિજ ધર્મ બજાવી સાર,
ને રત્ન સહસ્ર ગુમાવ્યાં
શૂરા બાવીશ હજાર ! ૧૬

ધડ ધડ ધડ થાય ધડાકા
ઝૂઝ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું
નીચે આવે આકાશ !
એ સૈન્ય અસંખ્ય વિષેથી
નીકળ્યા રજપૂત પછી બ્હાર;
નહિ ફર્યા અરે કંઈ સઘળા
શૂરા બાવીશ હજાર. ૧૭

રાણાએ તે દિન અંતે
છોડ્યું રણ હલદીઘાટ,
પણ જગતે જોયો તેની
શૂરી અસિનો ચળકાટ;
નથી ભારતજન કદી ભૂલ્યા,
એ યુદ્ધ તણા ભણકાર,
સહુ સ્મરે પ્રતાપ અને તે
શૂરા બાવીશ હજાર ! ૧૮

હા ધન્ય વીરા રજપૂતો !
છે ધન્ય જ તમ તલવાર !
શું કીર્તિ તમારી જગમાં
કદી કરમાશે પળવાર ?
ઘરઘર અહીં હરનિશ ગાશે
તમ શૌર્યગીતો નરનાર !
રે ધન્ય પ્રતાપ અને ઓ
શૂરા બાવીશ હજાર ! ૧૯

## જુગતરામ દવે

### એ પંખી

૧

પાંજરાનું પંખી રહેતું સોનાના પિંજરમાં જી,
વનવગડાનું પંખી રહેતું સુંદર મનહર વનમાં જી;
એક દિવસ બન્ને પંખીડાં હળ્યાં મળ્યાં ને બોલ્યાં જી,
રામ તણી મરજીથી ભેટયાં, દિલ આગળ દિલ ખોલ્યાં જી.
વનનું પંખી બોલ્યું: 'સાંભળ, પિંજરના ઓ પંખી જી!
ચાલો વનમાં ઊડી જઈએ, વનમાં ઝાઝાં પંખી જી.'
પાંજરાનું પંખી બોલ્યું: 'વનના પંખી વહાલા જી!
આવ પડયા રહીએ પિંજર; શા દોડા કરવા ઠાલા જી?'
વનવગડાનું પંખી કહે: 'ના, એ તો ખોટી વાતો જી;
નથી અમારે બંદી થાવું, કેદ કારમી આ તો જી.'
ગરીબ બાપડું બોલ્યું પંખી પિંજરનું રહેનાર જી:
'હાય હાય! હું કેમ કરીને છૂટી નીકળું બહાર જી?'

૨

વનવગડાનું પંખી ગાતું બેહું બેહું બહાર જી,
વનવગડાનાં મીઠાં ગીતડાં, કરી કરી લલકાર જી.
પિંજરમાં રહેનારું પંખી પઢે પઢાવ્યા બોલ જી;
જાત એક પણ ભેદ અહા શો ભાષામાં અણુતોલ જી !
વનનું પંખી બોલ્યું: 'પિંજરના ઓ પંખી ભાઈ જી !
વનવગડાનાં જરા આજ તું બતાવ ગીતડાં ગાઈ જી.'
પાંજરાનું પંખી બોલ્યું: 'વનના પંખી વહાલા જી !
શીખે તો શિખવાડું ગીતો પિંજરનાં રઢિયાળાં જી.'
વનવગડાનું પંખી કહે: 'ના, કોણ શીખે તે એવું જી,
પઢ્યું બીજાનું પઢ પઢ કરવું, બોટ્યું ભોજન લેવું જી.'
ગરીબ બિચારું બોલ્યું પંખી પિંજરનું રહેનાર જી:
'હાય હાય ! હું વનનાં ગીતો કેમ ગાઈ શકનાર જી ?'

૩

વનવગડાનું પંખી બોલ્યું ! 'શી શોભા આકાશ જી !
ઘનશ્યામ શામળિયા જેવું, નહિ નામે તંગાશ જી !'
પાંજરાનું પંખી બોલ્યું: 'પિંજરના જો તારજી—
ચોગમ કેવા બાંધી લીધા ! બીક નહિ તલભાર જી.'
વનનું પંખી બોલ્યું: 'ભાઈ ! છોડ પાંજરું તારું જી,
મેઘ ફરે ત્યાં આપણુ ફરીએ, એ સુખ અતિશે સારું જી.'
પાંજરાનું પંખી બોલ્યું: 'સુખ સાચું પિંજરમાં જી,
પાપી પીડે નહીં પારધી, આવ ભાઈ મુજ ઘરમાં જી.'
વનવગડાનું પંખી બોલ્યું: 'ના ભાઈ, તારો પાડ જી;
વિશાળ વાદળ ક્યાં ત્યાં ફરવા, ક્યાં ત્યાં લીલાં ઝાડ જી ?'

ગરીબ બાપડું બોલ્યું પંખી પિંજરનું રહેનાર જીઃ
'હાય ! થાકીને પગ ટેકયાનો કયાં નભમાં આધાર જી ?'

૪

આ રીતે એ બે પંખીજન પૂરાં પ્રેમીજંન જી,
પ્રેમબંધને બંધાયાં, પણ નવ સંધયાં તંન જી.
વહાલ વડે ત્યાં સળિયામાંથી ચાંચે ચાંચ લગાડે જી,
નહિ બોલે નહિ ચાલે, કેવળ નજરે નજર નિહાળે જી.
કોઈ કોઈનું કહ્યું ન સમજે, મનમાં બહુ મૂંઝાય જી;
પોતાના મન કેરી વાતો, તે પણ નવ સમજાય જી.
રહી રહીને વળી ફફડાવે પાંખો ઘડીએ ઘડીએ જી;
દીન વદન કરી કહેઃ 'આવ હજી કને, આવ હજી, હજીયે જી;'
વનવગડાનું પંખી કહેઃ 'ના, હવે ન આવું આઘું જી,
કોક કયાંય પકડી પૂરી દે; તું જ આવ, હું માગું જી.'
ગરીબ બાપડું બોલ્યું પંખી પિંજરનું રહેનાર જીઃ
'નબળી પાંખે કેમ ઉડાશે ? હાય હાય લાચારજી !'

## વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી

### મીઠી માથે ભાત

ડુંગર કેરી ખીણુમાં ગાંભુ નામે ગામ,
ખેતી કરતો ખંતથી પટેલ પાંચો નામ. ૧

સીમ થકી છેટી હતી વાડી એક વિશાળ,
ભોંય બધી ભગરી અને રૂડી અધિક રસાળ. ૨

નવાણુ છે નવ કોસનું, ફરતાં જંગી ઝાડ,
ચોપી તેમાં શેલડી વાધ્યો રૂડો વાઢ. ૩

પટલાણીએ પુત્રનું મુખ દીઠું છે માંડ,
મીઠી ઉંમર આઠની બહેન લડાવે લાડ. ૪

શિયાળો પૂરો થતાં પાક્યો પૂરો વાઢ,
વાઘ શિયાળ વરુ તણી રહેતી વગડે રાડ. ૫

કેળ સમી સૌ શેલડી ઝૂકી રહી છે ઝુંડ,
રસ મીઠાની લાલચે ભાગે વાડો ભૂંડ. ૬

ચિચોડા બેસાડવા પાંચે કરી વિચાર,
બાવળનાં નથ બૂતડી તુરત કરી તૈયાર. ૭

સોંપ્યું સાથી સર્વને બાકી બીજું કામ,
સાધન ભેળું સૌ થવા તવા તાવડા ઠામ. ૮

પટલાણી પેખી રહી પટેલ કેરી વાટ,
રાંઢા વેળા ગઈ વહી પડતું ટાઢું ભાત. ૯

કહે મા, 'મીઠી ! લે હવે ભાત આપું,
ફીકો લાવ મારી કને, જા તું બાપુઃ
હજી ઘેર આતા નથી તુજ આવ્યા,
ભૂખ્યા એ હશે વાઢ કામે થકાયા.' ૧૦

'ભલે લાવ બા, જાઉં હું ભાત દેવા,
દીઠા છે કદી તેં ઊગ્યા મોલ કેવા ?
મીઠી કેળ શી શેલડી તો ખવાશે,
દીઠી છે ટૂંકી વાટ જલદી જવાશે.' ૧૧

વહી જાય છે વેગમાં ફાવી ભરતી ફાળ,
ગણે ન કાંટા કાંકરા દોડે જ્યમ મૃગબાળ. ૧૨

ડુંગર ગાળી ગીચમાં કેડે કૂદતી જાય,
સામો વાઢ ઝઝૂમતો જોતાં તે હરખાય. ૧૩

હમણાં વાડી આવશે, હમણાં આપું ભાત,
એમ અધિક ઉતાવળી દોડી મળવા તાત. ૧૪

બખોલમાંથી બહાર ત્યાં વાઘ ધસ્યો વિકરાળ,
થપાટ પાછળથી પડી બાળા થઈ બેહાલ. ૧૫

ભાત ઓઢણી તો રહ્યું ઝરડામાં જકડાઈ;
મીઠી બાળા મોતના પંજામાં સપડાઈ. ૧૬

વાઘ ઉપાડી ક્યાં ગયો? કુદરતમાં કકળાટ!
વૃક્ષ ઊભાં વીલાં બધાં! સૂની બની સૌ વાટ! ૧૭

સાંઝ વહી સૂનકારમાં ઓઢીને અન્ધાર:
રાત રડે છે રાનમાં આંસુડે ચોધાર. ૧૮

પહોંચી ઘર પાંચો કરે 'મીઠી!' 'મીઠી!' સાદ;
'મારે તો મોડું થયું રોંઢો ન રહ્યો યાદ.' ૧૯

પટલાણી આવી કહે, 'મેલી છે મેં ભાત,
મળી નથી તમને હજી? રોકાણી ક્યાં રાત'? ૨૦

'મળી નથી મીઠી મને મારગ ધોરી વાટ,
કહાં ગોત કરવી હવે? ગઈ હશે પગવાટ.' ૨૧

બની ગયાં એ બાવરાં બન્ને માને બાપ,
ગયાં તુર્ત તે ગોતવા કરતા કંઈ સન્તાપ. ૨૨

નભથી ચાંદો નીરખી વિલાય ફિકકે મુખ,
ઝાંખાં સર્વે ઝાડવાં, દારુણ જાણે દુઃખ. ૨૩

'મીઠી! મીઠી!' પાડતાં બૂમ ઘણી માબાપ,
જવાબ પાછો ના મળે તેથી કરે વિલાપ. ૨૪

પળતાં આગળ પગમહીં અટવાયું કંઈ ઠામ;
તે તો ઘરની તાંસળી, ભાતતણું નહિ નામ. ૨૫

ખાલી આ કોણે કરી—હશે સીમનાં શ્વાન;
મીઠી કાં મેલી ગઈ?—બોલે નહિ કંઈ રાન. ૨૬
વળી પગે અટવાય છે ઝરડું, નીચે જોય;
મીઠી કેરી ઓઢણી—પોકે પોકે રોય. ૨૭
હા મીઠી, તું ક્યાં ગઈ? આ શું?—ઝમે રુધિર!
ઉત્તર એનો ના મળે: બધુંય વિશ્વ બધિર. ૨૮
નિરાશ પાછાં એ વળ્યાં કરતાં અતિ કકળાટ;
'મીઠી મીઠી' નામથી રડતાં આખી વાટ. ૨૯
વાઢ ગયો વેચાઈ ને વીતી ગઈ છે વાત,
તોપણ દેખા દે કદી મીઠી માથે ભાત. ૩૦

## ત્રિભુવન વ્યાસ

૧

### સાગર

ખારાં ખારાં ઊસ જેવાં–
આછાં આછાં તેલ;
પોણી દુનિયા ઉપર એવાં–
પાણી રેલમછેલ ! ૪

આરો કે ઓવારો નહિ,
પાળ કે પરથારો નહિ,
સામો તો કિનારો નહિ,
પથરાયા એ જળભંડાર સભરભર્યા ! ૯

આભના સીમાડા પરથી–
મોટા મોટા તરંગ ઊઠી–
વાયુ વેગે આગળ ધાય,
ને અથડાતા પછડાતા જાય ! ૧૩

ઘોર કરીને ઘૂઘવે
ગરજે સાગર ઘેરે રવે !
કિનારાના ખડકો સાથે–
ધિંગામસ્તી કરતો કરતો
ફીણુથી ફૂંફાડા કરતો,
ઓરો આવે, આઘો થાય,
ને ભરતી ઓટ કરતો જાય. ૨૦

ઊંડો ઊંડો ગજબ ઊંડો !
માણુસ ડૂબે, ઘોડા ડૂબે !
ઊંચા ઊંચા ઊંટ ડૂબે !
હાથી જેવાં તૂત ડૂબે !
કિલ્લાની કિનાર ડૂબે !
મહેલના મિનાર ડૂબે !
તાડ જેવાં ઝાડ ડૂબે !
મોટા મોટા પહાડ ડૂબે !
ગાંડો થઈને રેલે તો તો
આખી દુનિયા જળબંબોળ જળબંબોળ ! ૩૦

એનાં પાણી એનું પેટ
એવાં મોટાં જબરદસ્ત
નાની નાની માછલીઓના—
થાય મોટા મગરમચ્છ ! ૩૪

ચંદ્રની જ્યાં દૃષ્ટિ પડે,
  ત્યાં તો પાણી હેલે ચડે;
આખો સાગર ઊંચો થાય,
  મોજાંથી છલકાઈ જાય ! ૩૮

શંખ, સીપ, પરવાળાં ને
  બીજી ચીજો પારંપાર,
મોઘાં-મૂલાં રત્નોનો એ
  ભારેમાં ભારે ભંડાર ! ૪૨

હજ્જારો નદીઓ જઈ રેડે
  કાયમ તેમાં મીઠાં નીર
તોયે એનાં સદાય ખારાં
  પાણી દીસે શાં ગંભીર ! ૪૬

અપાર જળ એમાંથી સીંચી
  મેઘ બધી દુનિયાને પાય
તોય છલાછલ છલકાતો એ
  એવોને એવો દેખાય ! ૫૦

વિશાળ લાંબો પહોળો ઊંડો
  એવો મોટો ગંજાવર !
એના જેવું કોઈયે ન મળે,
  મહાસાગર તો મહાસાગર ! ૫૪

૨

## ભાદરવો

દયા દાનની દેવી જેવી
વાદળીએ નભ ઢંકાયો,
લીલી લીલી કંચન સરખી
વસુધામાં રસ ઊભરાયો;
મેઘ રહે જો ઝરૂમરૂ ઝર્યો
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૧

મગર સમી મતવાલી ભેંસો
ધૂનામાં હિલોળા કરે,
નદીઓની ભેખડ તોડીને
માતેલો ધણુ ખૂંટ ફરે;
મનગમતા એ મોલ ચર્યો
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૨

માથોડા પર મોલ ગયા ને
ઉપર આવ્યાં ધજ ડૂંડાં,
ખેડૂતને હોકારે ઊડતાં
વૈયાંનાં ઝુંડે ઝુંડાં;
સૃષ્ટિએ શણગાર ધર્યો
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૩

પકવ થયા રસ વનસ્પતિના
ઘાસ તણી સળીઓ પાકી,

ખૂબ ફળી કુમળી કાકડીઓ
ઘોએ જો ધરતી ઢાંકી;
ભીંડા તો ભારે વકર્યો
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૪

લાલ ચટક સિંદૂર ઘોળીને
દુર્વાનાં કૂંપળ લીધાં,
ગૃહદ્વારે મંગલમય મૂર્તિ
ગણપતિનાં પૂજન કીધાં;
મોદક મિષ્ટ પ્રસાદ ધર્યો
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૫

પૂર્વજનાં સ્મરી પુનિત ચરિત્રો
શ્રાદ્ધ કરે જન શ્રદ્ધાળુ,
ઘી દૂધની તો છોળો ઊછળે
થયાં ક્રૂર પણ કરુણાળુ!
અંતર પિતૃસ્નેહ સ્મર્યો
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૬

સદ્‌ગત સ્નેહીનાં સ્મરણોથી
હૈયે આવે હીંસોરા,
કઠિન હૃદય કોમળતા સેવે
ભીંજે ભાવહીણા કોરા;
અજબ પ્રવાહ મૃદુ પ્રસર્યો
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૭

તીખા વાદળિયા તડકા પર
ઝરમર ઝીણું જળ વરસે,
પર્વતની જો ઊંચી ભેખો
પલળીને ધીમી ધરસે;
જળ પ્રવાહ ઝટ જાય સર્યો
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૮

વિજયમત્ત બે પવન દામિની
મેઘરાજનાં ભૃત્ય ફરે,
લલિત અપ્સરા સમી વાદળી
ઇંદ્રચાપ પર નૃત્ય કરે;
વ્યોમ અફાટ અહા પ્રસર્યો !
રસ ભાદરવે ભરપૂર ભર્યો. ૯

## ૩

## પોપટજી

### સારંગ

વનવાસી પોપટજી તુજને પિંજરે કેમ ગમે ?
આકાશે ઊડનારો ભાઈ બંધન કેમ ખમે ? ધ્રુવ૦
વનવન ચારો ચૂગતાં જોને પંખેરુ સૌ ભમે,
તાજા મેવા તજી અરે તું વાશી ફળફૂલ જમે. વનવાસી૦
આપ્યું ખાવું, આપ્યું પીવું, હવા પૂરી ના મળે,
સહેલ ગગનની નથી અરે ! પણ પાંખે ક્યાં સવળે ? વનવાસી૦

કિલકિલ કિલકિલ ગાય મધુરું પંખીડાં જો પણે,
તું તો તારી ભાષા ભૂલ્યો પરની ભાષા ભણે. વનવાસી૦
તોડી આ સળિયાને ચાંચે છોડી પિંજરને
જાને દોડી તારા વનમાં મોજ મજા કરને! વનવાસી૦ ૧૦

૪

## બપોર અને વંટોળ

ધોમ ધખ્યો મધ્યાહ્ન તણો ને
સ્થંભ્યા રણ વગડાના વા,
સ્થંભ્યો શિર પર સૂરજ આવી,
લૂક લાગી તન સળગાવા;
ગરમીના સંધાયા દોર:
બળબળતા જામ્યા બપ્પોર! ૧

સૂમસામ સૌ દુનિયા દીસે
વગડો તો સૂનકાર પડ્યો!
ઉજ્જડમાં વેતાલ સમો ત્યાં
ચકરચકર વંટોળ ચડ્યો!
એ તો ભારે મસ્તીખોર:
બળબળતા જામ્યા બપ્પોર! ૨

ફર ફર ફર ફર ફૂંદડી ફરતો
મેદાનેથી ભ્રમણ ચડ્યો,
વન-વસ્તીમાં ધૂમ મચવતો
વૃક્ષો સાથે જાય લડ્યો!

ઉન્મત્ત સરખો એનો તોર;
બળબળતા જામ્યા બપ્પોર! ૩

ધૂળ જુએ ત્યાં ધમાલ કરતો
ગાંડો થઈ આળોટી પડે!
ઉડાડી આકાશે ગોટા
ઊંચો ઊંચો ખૂબ ચડે;
વધતું વધતું કરતો જોર;
બળબળતા જામ્યા બપ્પોર! ૪

સૂકાં પર્ણો, કૂચો કચરો
ઉછાળી ઊંચાં લઈ જાય,
જ્યાં જ્યાં આગ ઝરે ત્યાં ત્યાં એ
જરાકમાંથી જબરો થાય;
ઘરરર ફર છર કરતો શોર;
બળબળતા જામ્યા બપ્પોર! ૫

માકડાંનાં માથાં ફાટે
એવો તીખો તાપ તપ્યો,
અકળાયો તરસ્યો મુસાફર
રડ્યોખડ્યો કો જાય ધપ્યો!
જોતો એ વિશ્રાંતિ-ઠોર;
બળબળતા જામ્યા બપ્પોર! ૬

મહેલ બગીચા કુંજ-ભવનમાં
શ્રીમંત દુનિયા થાતી ગેબ;
નિર્ધનનાં તન કરે મજૂરી
પરસેવે તો ઝેબેઝેબ!

કેવા જીવન-વિગ્રહ ઘોર !
બળબળતા જામ્યા બપ્પોર ! ૭

ચાર ઘડીના વૈભવ જેવાં
ઝાંઝવાં ઝળ ઝળ ઝળ બળે !
તેની સામે દોડી દોડી
હરણાંઓ તરસે ટળવળે !
તોય અજબ આશાની દોર !
બળબળતા જામ્યા બપ્પોર ! ૮

ગીધ ને સમડી ગગન ચડયાં જો
કપોત બેઠો ઘૂ ઘૂ કરે,
તેતર ચકલાં ગુપચુપ છૂપ્યાં
બાજ શિકારી ફેરા ફરે,
જંપ્યાં મધુરાં કોયલ મોર;
બળબળતા જામ્યા બપ્પોર ! ૯

ધગધગતી ધરતીની ઝાળે
ખેડૂતો શેકાતા અંગ,
બળદિયાનાં પૂંછ મરડતા
આવે સાંતીડાં લઈ સંગ;
ધિંગા ધડબા સાવ નકોર !
બળબળતા જામ્યા બપ્પોર ! ૧૦

## કાંઠે રમનારાં

[ ગોકુળ ગામ સોયામણું રે, જળ જમુનાને તીર
ગિરધર ચારે ગાવડી, હાંરે ભેળા બળભદ્ર વીર
ગોકુળ ગામ સોયામણું—
એ ઢાળ ]

દરિયાના તીર રળિયામણા રે રૂડાં રમે નાનાં બાળ;
નાતાં ગાતાં ને કાંઈ નાચતાં, હાં રે હૈયે નથી કોની ફાળ
—કાંઠે રમે રે રૂડાં બાલુડાં ! ૧

ઊંચે અનંત આભ થંભિયાં રે વિના થોભને થડકાર;
નીચે નાચે રે નીલાં પાણીડાં, હાં રે સદા ફીણાળાં શ્રીકાર
—કાંઠે રમે રે રૂડાં બાલુડાં ! ૨

વેળુ દાબીને કરે ઘોલકી રે રૂડાં તરાવે છે વ્હાણ;
પાળેથી વીણી વન પાંદડાં, હાં રે ગૂંથે હોડલાં સુજાણ
—કાંઠે રમે રે રૂડાં બાલુડાં ! ૩

રમતાં તે બાલુડાંએ દીઠડાં રે, એવાં અચરજ બે ચાર;
ક્યાંરે હાલ્યા આ મોટા કાફલા, હાં રે કોણે ડોળિયાં પતાળ;
—કાંઠે રમે રે રૂડાં બાલુડાં ! ૪

મરજીવા મોતીડાંના લોભિયા રે, ડોળે પાણીનાં પતાળ;
વાણીડા લક્ષ્મી તણા લાલચુ, હાં રે હાલ્યા ખેડવા વેપાર
—કાંઠે રમે રે રૂડાં બાલુડાં !

બાલુડાં ન જાણે જળ ડોળતાં રે, નથી જાણતાં વેપાર;
કાંઠે બેસીને વીણે કોડીઓ, હાં રે વીણે શંખલાં બે ચાર
—કાંઠે રમે રે રૂડાં બાલુડાં !

દરિયો ભેંકાર ઘૂરો ગાજતો રે, હસે સાગરે જુવાળ;
હાલાં ગાતી રે જાણે માવડી, હાં રે નાનાં બાલુડાંને કાન
—કાંઠે રમે રે રૂડાં બાલુડાં !

ઓચિંતા આભ ચડ્યા વાયરા રે, ગડ્યાં કાળનાં નિશાન;
ડૂબ્યા મરજીવા મોતી વીણતા, હાં રે ડૂબ્યાં વાણીડાનાં વ્હાણ
—કાંઠે કિલોળે રૂડાં બાલુડાં !

મોતી માયાના મોટા લોભિયા રે, મહીં પડી ખુએ પ્રાણ;
નાનાં નિર્લોભી ઊભાં કાંઠડે રે હાં રે કરે ગાન ગુલતાન
—કાંઠે રમે રે રૂડાં બાલુડાં !

હરિહર ભટ્ટ

## એક જ દે ચિનગારી

### ભૈરવી

એક જ દે ચિનગારી,
મહાનલ, એક જ દે ચિનગારી.
ચકમક લોઢું ઘસતાં ઘસતાં,
ખરચી જિંદગી સારી;
જામગરીમાં તણખો ન પડ્યો,
ન ફળી મહેનત મારી;
મહાનલ, એક જ દે ચિનગારી. ૧

ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
સળગી આભ–અટારી;
ના સળગી એક સગડી મારી—
વાત વિપતની ભારી;
મહાનલ, એક જ દે ચિનગારી. ૨

ઠંડીમાં મુજ કાયા થથરે,
ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ, હું અધિક ન માગું—
માગું એક ચિનગારી;
મહાનલ, એક જ દે ચિનગારી. ૩

## રંગરંગ વાદળિયાં

હાં રે અમે ગ્યાં'તાં
હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે,
અનંતના આરે,
કે રંગરંગ વાદળિયાં. ૫

હાં રે અમે ઊડ્યાં
હો મોરલાના ગાણે,
કે વાયરાના વહાણે,
આશાના સુકાને
કે રંગરંગ વાદળિયાં. ૧૦

હાં રે અમે થંભ્યાં
હો મહેલના મિનારે,
પંખીના ઉતારે,
કે ડુંગરાની ધારે,
કે રંગરંગ વાદળિયાં. ૧૫

હાં રે અમે પહોંચ્યાં
હો આભલાને આરે,
કે પૃથવીની પાળે,
પાણીના પથારે,
કે રંગરંગ વાદળિયાં. ૨૦

હાં રે અમે નાહ્યાં
હો રંગના ઓવારે,
કે તેજના ફુવારે,
કુંકુમના કયારે,
કે રંગરંગ વાદળિયાં. ૨૫

હાં રે અમે પોઢયાં
છલકતી છોળે,
દરિયાને હીંડોળે,
ગગનને ગોળે,
કે રંગરંગ વાદળિયાં. ૩૦

હાં રે અમે જાગ્યાં
ગુલાલ ભરી ગાલે,
ચંદન ધરી ભાલે,
રંગાયાં ગુલાલે,
કે રંગરંગ વાદળિયાં. ૩૫

હાં રે અમે નાચ્યાં
તારાના તરંગે,
રઢિયાળા રંગે,

આનન્દના અભંગે,<br>
કે રંગરંગ વાદળિયાં. ૪૦

હાં રે અમે આવ્યાં<br>
હો રંગરંગ અંગે,<br>
અનંત રૂપ રંગે,<br>
તમારે ઉછંગે,<br>
કે રંગરંગ વાદળિયાં. ૪૫

## નગીનદાસ પારેખ

### પારસમણિ

સરિતા કેરે કાંઠડે, વૃંદાવનની માંય,
એકમના થઈ ઈશને સાધુ સનાતન ધ્યાય. ૧
એવામાં ત્યાં આવિયો વિપ્ર વેશનો દીન,
સાધુને ચરણે નમ્યો મનડે ભક્તિલીન. ૨
પૂછે સનાતન તેહને: 'આવ્યા ક્યાંથી આપ?
કવણ નામ તે આપનું?' દે છે વિપ્ર જવાબ: ૩
'બાવાજી, હું શું કહું? ભમ્યો અતિશય દૂર,
ત્યારે આજે પામિયો દર્શન તમ સુમધુર. ૪
જીવન મારું નામ છે, માનકરે મુજ ધામ,
વર્ધમાન જિલ્લા વિષે: હવે કહું મુજ કામ. ૫
મુજ જેવો હતભાગ્ય કે દીનહીન અતિ કોઈ,
નથી જગતમાં ક્યાંય પણ, આવો સઘળે જોઈ. ૬

જરજમીન કૈં છે ખરાં, તોયે નીચું મુખ,
કમાઈ થોડી માહરી, એ જ સનાતન દુઃખ. ૭
ક્રિયાકાંડ ને યજ્ઞથી પહેલાં કીર્તિ વશેક
હતી, તોય આજે હવે આવ્યો તેનો છેક. ૮
ઉન્નતિ કરવા માહરી જઈને શિવજી પાસ,
ઘણી કરી આરાધના, માગ્યો વર મેં ખાસ. ૯
એક દિવસ પો ફાટતાં સોણામાં કહે દેવ:
'દઉં છું વર હું વિપ્ર હે, આશ ફળે તતખેવ. ૧૦
જમુનાતટ ગોસાંઈજી વસે સનાતન નામ,
જા ચરણે પડ તેમને, માની પિતા સમાન. ૧૧
ધનપ્રાપ્તિ કેરો રહ્યો ઉપાય તેને હાથ."
સાધુ આકુળ થાય છે, સાંભળતાં આ વાત. ૧૨
"મારી પાસે છે જ શું? જે કંઈ હતું મુજ પાસ
છોડી આવ્યો છું: હવે ભિક્ષા ઉપર આશ." ૧૩
એકાએક કૈં સાંભર્યું, સાધુ કરે પોકાર,
"સાચું, સાચું, એ ખરું: હવે સાંભર્યું સાર! ૧૪
એક દિવસ નદીને તટે પારસ મળિયો જાણ,
કદા કોઈ દિન કોઈને દેવા થાયે દાન: ૧૫
એવું ધારી રેતમાં દાટયો પણે જરૂર;
બ્રાહ્મણ, લઈ જા, અડકતાં દુઃખ થશે તુજ દૂર." ૧૬
વિપ્ર ગયો ઉતાવળો, ખોદ્યું રેતી માંય,
મણિ મળિયો ઝાત્કાર ને હૈયે હરખ ન માય. ૧૭
માદળિયાં બે લોહનાં બાંધ્યાં બ્રાહ્મણ હાથ,
અડતાં સોનાનાં થયાં, વિસ્મય સરખી વાત. ૧૮

વિસ્મયઘેલો વિપ્ર ત્યાં બેસી નદીને તીર,
વિચારવંટોળે ચડ્યો, મનડું થયું અધીર. ૧૯
જમુનાના કલ્લોલના સ્વર પોં'ચ્યા તે કાન,
વિચારખૂડ્યા વિપ્રને દેતા કૈં કૈં જ્ઞાન. ૨૦
સામે કાંઠે, દિવસના થાકે રાતો સૂર,
જઈ બેઠો અસ્તાચળે, ગાજ્યા સંધ્યાસૂર. ૨૧
બ્રાહ્મણ ત્યારે ઊઠિયો નમ્યો સાધુને પાય,
બોલે તોયે નેત્રમાં અશ્રુપૂર ઊભરાય. ૨૨
"જે ધનથી થઈને ધની, મણિને માનો કાચ,
તે ધનની ઝીણી કણી નમી યાચું તમ પાસ." ૨૩
એવું બોલી બ્રાહ્મણે જમુના કેરે નીર,
પારસમણિ ફેંકી દીધો, ફરી નમાવ્યું શિર. ૨૪

## ઇન્દુલાલ ગાંધી

### મચ્છુ

મિશ્રોપજાતિ

પ્રકાશની પાંખડીઓ કરે ધરી
અનિલ જ્યારે કિરણો પ્રસારતો;
ગૂંથી કરે આંગળીઓ અનેકની
હું ખેલવા નિત્ય નદીતટે જતો.

ત્યાં હાથીઓના પરિવાર જેવી
સેના પડી પથ્થર કાળમીંઢની;
એમાં તરે નિત્ય નવાં નવાં રૂપે
મચ્છુતણી મોહક નીરચુંદડી.
એ ચુંદડી, મંદિર એકલિંગનું
ને પથ્થરે પથ્થરને પિછાનતો,
વર્ષો તણાં અંતરને વટાવી
ખોવાયલું અંતર આજ શોધતો.

ભેટી પડું પથ્થરની જમાતને
સ્મરી સ્મરી સ્વચ્છ કરું પ્રભાતને. ૧૪

*

# ટિપ્પણ

## નરસિંહ મહેતા

**પદ ૧લું** : આ કાવ્ય ઉપરનું શ્રી. રા. વિ. પાઠકનું કાવ્ય-પરિશીલન જોવું. કિશોર વર્ષ ૧લું, અંક ૫મો.

**પદ ૩જું** : **ઋષિપત્ની૦** ભાગવતના દશમસ્કંધના ૨૩મા અધ્યાયમાં આ પ્રસંગ વર્ણવેલો છે. એક વાર કૃષ્ણ ગોવાળિયા સાથે વનમાં ગાયો ચારવા ગયા. ત્યાં સૌ ભૂખ્યા થયા એટલે કૃષ્ણે ગોવાળિયા-ઓને કહ્યું કે પેલો ધુમાડો દેખાય છે ત્યાં ઋષિઓ યજ્ઞ કરતા હશે. ત્યાં જઈને મારું નામ દઈને ખાવાનું માગજો એટલે મળશે. ગોવાળિયા તો ગયા. પણ ગોવાળિયાથી અભડાનાર મુનિઓ તો તેમને મારવા દોડ્યા. ગોવાળિયાઓએ કૃષ્ણ પાસે આવી બધી વાત કહી. કૃષ્ણે કહ્યું, 'તમે પાછા જાઓ. આ વખતે તમે ઋષિપત્નીઓ પાસે જઈને ખાવાનું માગજો.' ગોવાળિયા તો પાછા ગયા. તેમને જોઈને ઋષિપત્નીઓ બધી ભેગી થઈ ગઈ, અને કૃષ્ણ ભૂખ્યા છે એવું સાંભળીને રાંધેલાં અન્ન માથે ચડાવી ગોવાળિયા સાથે કૃષ્ણ પાસે જવા ઊપડી. ઋષિઓને આ વાતની જાણ થતાં તેઓ તેમને રોકવા પૂંઠે પડ્યા પણ પહોંચી શક્યા નહિ. ઋષિપત્નીઓનું આણેલું અન્ન જમી કૃષ્ણ સંતુષ્ટ થયા અને તેમને મુક્તિની અધિકારી બનાવી પાછી વાળી. —પ્રેમાનંદકૃત દશમસ્કંધ, કડવાં ૬૮–૭૧.

**પદ ૫મું** : આ પદ દયારામના ૨જા પદ સાથે સરખાવવા જેવું છે. **ઋતુલતા૦** અન્વય : લતા યથાઋતુ પત્ર ફળ ફૂલ આપે.

**પદ ૭મું : ખટ દર્શન૦ :** છ દર્શનો આ પ્રમાણે ગણાય છે: ૧. ગૌતમકૃત ન્યાય. ૨. કણાદકૃત ન્યાય. ૩. જૈમિનીકૃત પૂર્વમીમાંસા. ૪. વેદવ્યાસકૃત ઉત્તરમીમાંસા. ૫. કપિલકૃત સાંખ્ય. ૬. પતંજલિકૃત યોગ.

**અખો**

**આંધળો૦** અજ્ઞ અનધિકારીની મશ્કરી છે. **હરિજનને૦** ગ્રહદશાને દોષ દેનાર પામર જનને પ્રબોધ. ગ્રહો પોતે જ પરવશ અને દુઃખી છે ત્યાં તે ઈશ્વર ઉપર આસ્થાવાળાને શું કનડી શકવાના હતા? આપણે શા માટે દીન વચન કાઢવાં જોઈએ? **તિલક૦ એક મૂરખને૦** બાહ્યાચારને જ ધર્મ માની વળગી રહેનારની મશ્કરી. **દેહદમન૦** વિષય ઉપર વિરાગ કેળવ્યા વિના કેવળ દેહદમન પાછળ પડનારની નિંદા.

પા. ૧૦. **કોઈ મસ્તક૦** બ્રાહ્મણો ઈશ્વરના મુખમાંથી, ક્ષત્રિયો બાહુમાંથી, વૈશ્યો કટિમાંથી અને શુદ્રો ચરણમાંથી પેદા થયા છે; સરખાવો:

ब्राह्मणोऽस्य मुखमासिद् बाहू राजन्यः कृतः ।
ऊरु तदस्य वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥
— पुरुषसूक्त

પા. ૧૧. **લહેરે૦** મોજાંને વળગનાર માણસ બચવા પામતો નથી, પણ જેનામાં બળ છે તે જ તરીને બચી જાય છે. **બારું :** બહારનું.

પા. ૧૨. **જ્યમ નાર૦** જેમ સ્ત્રીને નાની વયમાં બાળક થાય તો તે ઝાઝી વધી શકતી નથી, તેમ પોતે પૂર્ણ જ્ઞાની થયા પહેલાં શિષ્યની ખટપટમાં પડનાર પણ મુક્ત થઈ શકતો નથી. **તુંબડું૦** તુંબડું જ્યારે અંદરથી સુકાઈ જાય છે, ત્યારે તે જાતે તરી અને બીજાને તારી શકે છે. તેમ જે માણસની વાસના જ્ઞાનાગ્નિથી બળી ગઈ હોય છે, તે જ પોતે તરી અને બીજાને તારી શકે છે.

પા. ૧૩. **નિરાશ૦** નિષ્કામવૃત્તિ. **ચૈતન્ય૦** ચૈતન્યબ્રહ્મ તો પથ્થરમાં કોતરેલા ચિત્રની પેઠે ચિરસ્થાયી છે.

**પ્રેમાનંદ**

**(૨) રણભૂમિ પર કુંભકર્ણ : વિરથ :** રથ વિનાનો. **વાસના :** વાસ. **પ્રહલે :** પ્રલય. **વિગ્રે :** વ્યગ્ર.

**(૩) જસોદાનો વિલાપ : મેં નવ જાણ્યું** જતન કરવા છતાં રત્ન શી રીતે છૂટી પડયું એ મને ખબર પડી નહિ. **કરીને :** કરવા છતાં. **મખાંતર :** બહાનું.

**(૪) વર્ષાશરદ વર્ણન :** કડી ૫, **સર્વ :** સર્વત્ર.

**(૫) હૂંડી :** 'નરસિંહ મહેતાની હૂંડી' નામના કાવ્યમાંથી આ ખંડ લીધેલો છે. યાત્રામાં અધવચ પૈસા ખૂટી જવાથી મુશ્કેલીમાં આવી પડેલા યાત્રાળુને નરસિંહ મહેતો દ્વારકામાં વસતા શ્રીકૃષ્ણ ઉપર હૂંડી લખી આપે છે. યાત્રાળુ દ્વારકામાં આવી એ શામળ શેઠને શોધે છે. ત્યાં કૃષ્ણ શેઠરૂપે સામા આવે છે ત્યારનું આ વર્ણન છે.

પા. ૨૫. **કસ્તાં :** ?

પા. ૨૬. **વહી :** હિસાબનો ચોપડો.

પા. ૨૭. **પામતા :** પહોંચી શકે એવા સમૃદ્ધ. **શાણી ?**

પા. ૨૮. **કાર :** આંટ, શાખ.

પા. ૨૯. કડી ૨૯, ૩૦ : ભક્તો જ ઈશ્વરને પિછાને છે, ભક્તોની ભક્તિ એ જ ઈશ્વરની સંપત્તિ છે, એવો આ વચનોનો મર્મ છે.

**(૬) સુભદ્રાની ભાભીઓ :** 'અભિમન્યુ આખ્યાન' નામના કાવ્યમાંથી આ ખંડ લીધો છે. શ્રીકૃષ્ણ અહીલોચનને પેટીમાં પૂરી લઈ આવે છે અને તે પેટી સુભદ્રાને ત્યાં મૂકી જાય છે. ત્યાર પછી બધી રાણીઓને કુતૂહલ થતાં પેટીમાં શું છે તે જાણવા તેઓ સુભદ્રાને ત્યાં જાય છે, તે પ્રસંગ અહીં ઉતારેલો છે. વાત કઢાવવા માટે ભાભીઓ સુભદ્રાને કેવી ચડાવે છે અને જાણી લીધા પછી તેના કેવા હાલ કરે છે, એ જોવા જેવું છે.

પા. ૩૧. **કટની :** કટિની, કેડની.

પા. ૩૩. **હંસ :** પ્રાણ, જીવ. **અવિલોકે :** જાણે નહિ એ રીતે, અંધારામાં રાખીને.

પા. ૩૪. **ભાવજ :** હેત.

**સામળ**

**(૧) અંગદવિષ્ટિ :** પા. ૩૫. **કા :** કયા, શું. **મેલ :** બધું.

પા. ૩૬. **માચર :** માહેર (જાણકાર) ઉપરથી શક્તિમાન. **જાહેર :** પ્રગટ. **સાચર શૂર :** શૂરનો–શૌર્યનો સાગર. **હંકારી :** અહંકારી.

પા. ૩૭. **રીઝ** : પ્રસન્નતા. **નમણું** : નમન. **ધીમમાં॰** બુદ્ધિમાં જેટલી સૂઝે એટલી. **જેતી** : જેટલી. **ચોંપથી** : ઉત્સાહથી. **ડેઢી** : ડેલી (?) **ટેઢી** : વાંકી, મુશ્કેલ. **ધાહડમલ** : બાચડમલ, શૂરવીર, પહેલવાન.

પા. ૩૮. **હુલકાપાત** : હલ્કાપાત, ધાંધલ. **એન** : સારું, અહીં સારી રીતે.

પા. ૩૯ **કરકટ** : કર્કટ, કરચલો. **કહુ** : કચોં, કેમ. **ज्ञान** : જવાબ. **સિંહ॰** મૂળમાં તો સિંહ, તે વળી પાંખવાળો થાય તો તેની ગતિ ખૂબ વધી જાય, અને તેને જો વધારામાં પાખર કહેતાં બખ્તર મળે તો વળી દુર્ભેદ્ય જ બની જાય. પછી તે અતુલબળ જ થાય ને! **એકઆપે॰** ? **હીતહોડ** : ?

પા. ૪૦. **હરખ એવા** : ? **માહરો બળ** : બળ શબ્દ પુંલ્લિંગમાં વાપર્યો છે.

પા. ૪૧. **શોધતો॰** ?

પા. ૪૨. **ભૂંડ** : ભૂંડા. **ઝાંખે** : બતાવે. **પેરપૂઠી** : પાછલી વાત.

પા. ૪૩. **પીલવાં** : કુમળાં પાંદડાં. **દક્ષમાં** : દક્ષતાથી, કુશળતાથી એવો અર્થ બેસાડાય. **અન્યાઈ** : અન્યાય્ય, ખોટું.

પા. ૪૪. **શંખણી॰** શંખણી બતાવીએ તો તેને તે લાભ ગણે ખરો?

પા. ૪૫. **સોનું** : શૂન્ય, કશા હિસાબમાં નહિ. **પાજ પીધો** : પુલ વડે પીધો. પુલ બાંધવાથી સાગરનાં પાણી અંતરાય કરવા પામ્યાં નહિ—જાણે રહ્યાં જ નહિ, પિવાઈ ગયાં—શોષાઈ ગયાં.

પા. ૪૬. **મૂંડો** : મૂડો, સો મણનું વજન. **વ્યાધ** : વ્યાધિ. **ઈશ હતા॰** તારે માથે ઈશ્વર હતા, પણ એ બધો ધાટ ઘોળ ઈ, રોળાઈ ગયો.

પા. ૪૭. **ભાંડમાં** : અસભ્ય રીતે. **ધાકડો** : ? **છંદ** : છૂંદો. **કૂછ** : કૂર્ચ, વાળ. **ચોગમાં** : ચારે ગમથી આવતાં. **વિમાનેથકો** : વિમાનમાંથી. **વિમાન** : રાજાને બેસવાનું વિમાનના ઘાટનું આસન.

પા. ૪૮. **મચ્ય પડચાં॰** ? **એઠો** : ભ્રષ્ટ. **હુંકાર॰** ?

પા. ૪૯. **હાહો૦** પિતા, વાલી. **નાથે :** ? **ડેંડરાં:** ડેંડવાં, પાણીના નાના સાપ. **ડાભડાં:** દર્ભ (?), વલ્કલ. **દઢતા:** દઢના અર્થમાં વપરાયો છે.

પા. ૫૦. **જીવ જીવાવણ કારણે:** જીવ જિવાડવાને કારણે. **આપ ન ભાળે ભૂખ:** અહીં 'ભાગે' પાઠ લેવાથી અર્થ બેસે છે. પારકાનું પેટ ભરવાથી પોતાની ભૂખ ભાગતી નથી.

પા. ૫૧. **નીશા:** નિશ્ચય ઉપરથી. ખાતરી. સરખાવો — ખાતર નિશા. **ભલું ગયાવલ૦** માણસ ગયામાં પિતૃશ્રાદ્ધ કરવા જાય છે ત્યારે શ્રાદ્ધની ક્રિયા પૂરી થયા પછી ગોર યજમાનના હાથ બાંધે છે અને પછી મનમાની દક્ષિણા આપે છે ત્યારે જ છોડે છે. આમ ગોરને રીઝવ્યા વિના પુણ્ય મળતું નથી એમ મનાય છે એ વિધિનો અહીં ઉલ્લેખ છે. **ભલું પુત્ર૦** સરખાવો

सर्वतो जयमन्विच्छेत् पुत्रादिच्छेत् पराजयम् ।

**જો રામને હાથે મરવું:** 'મારવું' પાઠ લેવો.

પા. ૫૩ **ભૂપતભાઈ:** રાજા અને ભાઈ. **સાંધી:** ભેગા કરી. **ટોડિયો :** ? **ગાડું:** ઠાઠું.

પા. ૫૪. **જવે:** જ્યારે. **તવે:** ત્યારે.

**(૨) ચંદનમલિયાગરી**

પા. ૫૫. **સકળ૦** સઘળી વાત સિદ્ધ થયેલી જોઈએ. **ધોરંધર:** ધુરંધર. **લક્ષણ૦** શુભ લક્ષણ અને મર્યાદાશીલ તથા શુભ કાજ કરનાર. **ઠરાવ૦** જેમાં બુદ્ધિનો વૈભવ જરૂર હોય. **નરપત વ્રખ૦** રાજા રૂપી વૃક્ષને બે નૌતમ સૂત હતા. **અલખત:** દોલત. **તાજ:** ત્યાજ્ય. **પટશાળા:** પરસાળ. **કોડે વાસ૦** કોડથી વાસ્તુપૂજા કરી.

પા. ૫૬. **આ પેર:** આ રીત, અહીં આ વેળ એવો અર્થ લેવો. **ગુણકાર ગુણક:** જ્યોતિષની ગણના કરીને જોષ જોનાર. **કૂડો કહેતું:** અહીં 'કૂડો કેતુ' એવો પાઠ લેવો. **અષ્ટમાહ દાન:** અષ્ટ મહાદાન. સંસ્કૃતમાં તુલાપુરુષ વગેરે સોળ મહાદાન કહેલાં છે. **માણ્યો :** 'પેઠો' ના અર્થમાં વપરાયો લાગે છે.

પા. ૫૭. કડી ૨૬. **ગજ્યો મધર૦** તે ગુણનિધિને મધરે ગજ્યો. વિભક્તિના પ્રત્યયનો લોપ કર્યો છે. **ચહેન:** ચિહ્ન, લક્ષણ.

પા. ૫૮. **વેહાંગ:** ઘોડો; અહીં ઘોડા જેવો મોટો. **પ્રાણ પછાડયા પાગ:** પગ પછાડી પછાડીને પ્રાણ છોડચા.

પા. ૫૯. **વરત :** ? **ગાજ:** જરૂર ગા (?)

પા. ૬૦ **જાગ:** જગ્યા. **આપ્યો દ્રવ્ય:** દ્રવ્યનું લિંગ બદલ્યું છે. **ચોવાટે:** ચાર વાટે, ચાર દિશામાં.

પા. ૬૧. **આગરી :** મલિયાગરી. **વણઝારા વાન :** વણઝારા વેશે. **વછોહ :** વિછોહ, વિયોગ. **વવાંશો :** 'વવાયો' પાઠ લઈ છેતરાયો એવો અર્થ કરવો.

પા. ૬૨. **સાખી :** સાક્ષી. **પત્ર :** ?

પા. ૬૩. **ખરબ :** વેરાન. ઠેઠ વેરાન જેવા રણથી ભરેલા અરબ દેશ સુધી સફરે જાય છે. **મેનમીનો માલ :** ?
**ગુરુઓ :** ગૌરવવાળો. **હાડે હાલે :** ખૂબ ફરે. ઘોડો કોઈને સવારી કરવા દેતો નહોતો પણ ફરતો હતો ખૂબ. માટે નકામો. **ઘાએલ ગરદ :** મરદ આદમી. **જોલો :** ઝોલો, પાણી ભરવાની કપડાની કોથળી.

પા. ૬૪. **તશ્વ :** ચાબૂક. (?) **અલખત :** દોલત. અહીં સુંદર, કીમતી એવો અર્થ લેવો.

પા. ૬૫. **આપ્યું॰** અન્વય : હરિએ તે ઘડી પર પાટિયું આપ્યું.

પા. ૬૬. **માલમ કર્યો :** તપાસી લીધો. **એન :** સારો.

પા. ૬૭ **વખાણ :** વર્ણન. **ઘેવર :** ગહ્વર, ગુફા. **ઘાવ :** જવાબ.

પા. ૬૮. **વરત :** ઉખાણું.

પા. ૬૯. **પંચ પિરોજા પત્ર :** ? કડી ૧૫૨. **આપણી :** પોતાની. **મેનમેન :** કાળી ઘોર.

પા. ૭૦. **મરત :** ? **વેણ :** વેણી.

પા. ૭૪. **તોરી :** તૂરી, ઘોડો.

પા. ૭૫. **અન્યા :** અન્યાય.

## પ્રીતમદાસ

**પદ ૧લું : ચાર ખાણ :** ચાર યોનિ: જળચર, સ્થળચર, ખેચર, ઉભચર.

## ધીરો

**પદ ૧લું** : ઈશ્વરરૂપી રાજાએ મનરૂપી સૂબાને દેહરૂપી કિલ્લો સોંપેલો છે. સંસારનાં અનેકવિધ પ્રલોભનો અને માનવ મનમાં વસતા કામક્રોધાદિ ભાવો દુશ્મનો છે. એમના હુમલા સામે શી તૈયારી કરવી તે ત્રીજી અને ચોથી કડીમાં આપ્યું છે. **એક ઉમરાવ૦** ઉમરાવ–વરસ, પટાવત–મહિના, ત્રીસ તે ત્રીસ દહાડા. ધણી તે દિવસ, ધણિયાણી તે રાત. સો સરદાર તે સો વરસ—માણસનું આયુષ્ય સો વરસનું લેખાય છે. **ગઢ**–શરીર. **પાંચ પ્યાદલ** : પંચેન્દ્રિયના પંચ વિષયો—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ. **સૂરત** : બ્રહ્મની સાથે મનની લહે લાગવી તે. **નૂરત** : આવી લહે લાગતાં પ્રગટતું તેજ.

**પદ ૨જું** : ભૂમિ આસ્માન૦ ?

**પદ ૩જું** : આ પદ સ્વ. શ્રી કાંતના 'માનસસર' સાથે સરખાવવા જેવું છે. અહીં માણસને માનસરોવરની ઉપમા આપી છે અને જુવાનીને વર્ષાકાળની ઉપમા આપી છે. **સરખી** : પ્રમાણસર. **હંસ** : સરોવર પક્ષે હંસ પક્ષી અને મનુષ્ય પક્ષે જીવ– આત્મા. **શીતળતા** : ઠંડક, શાંતિ. **છત કરું૦** હું રૂપકનો સ્પષ્ટાર્થ પ્રગટ કહી દઉં છું.

**પદ ૪થું** : આ પદમાં લક્ષ્મીને દીવારૂપે વર્ણવેલી છે.

ધન વિના માણસ ઢોર જેવું ગણાય છે એ વસ્તુ પહેલી કડીમાં કહી છે.

જેમ દીવાની જ્યોત સુંદર દેખાય છે, પણ તેને અડવા જતાં દઝાડે છે, તેમ લક્ષ્મી પણ આકર્ષક લાગે છે, પરંતુ તેનો સંગ્રહ માણસને દઝાડે છે.

જેમ સુવર્ણ જેવા દીવામાંથી કાજળ ઝરે છે, તેમ લક્ષ્મી પાછળ પણ દુઃખ અને પાપ રહેલાં છે.

આમ એના સ્પર્શમાં તીક્ષ્ણતા અને અંતરમાં કાળાશ છે. બુદ્ધિવાનને પણ એ બુડાડી દે છે, કોઈની બરદાસ્ત કરતી નથી.

કાદંબરીમાં આવતું લક્ષ્મી વિષેનું નીચેનું વાક્ય આ સાથે સરખાવવા જેવું છે:

यथा यथा चेयं चपला दीप्यते तथा तथा कज्जलमलिनमेव कर्म केवलं उद्वमति । કાદંબરી (પિટર્સન) પા. ૧૦૫.

## સોજો

### સેલૈયા આખ્યાન :

**અટક :** અડચણ. **વકીલ :** ગુમાસ્તા, વાણોતર. **સભંગી સાધુ :** અઘોરી જેવા સાધુ. **સોત્ય :** છોત્ય–છીટ. **દળી ગયા :** દળાઈ ગયા. **વાઈ:** વાયુ. **નિપાયા :** નિપજાવ્યા, બનાવ્યા. **ઉજાગર :** ઉજ્જવળ–તીક્ષ્ણ બુદ્ધિનો. **મોરુધ્વજ :** મયૂરધ્વજ. એની કથા જૈમિનીકૃત અશ્વમેધમાં આવે છે. એ રત્નનગરનો રાજા હતો. યુધિષ્ઠિરનો યજ્ઞનો ઘોડો બભ્રુવાહનના મણિપુરમાં થઈને રત્નનગર તરફ આવ્યો ત્યાં મયૂરધ્વજના પુત્ર તામ્રધ્વજે તેને બાંધ્યો. આથી કૃષ્ણ અને અર્જુન સાથે યુદ્ધ થયું તેમાં તે બંનેને મૂર્છિત કરી તામ્રધ્વજ નગરમાં ચાલ્યો ગયો. મૂર્છા ઊતર્યા પછી કૃષ્ણ અને અર્જુન બ્રાહ્મણને વેશે મયૂરધ્વજ પાસે ગયા. કૃષ્ણે કહ્યું, 'હું મારા પુત્રના લગ્ન માટે તારા ગોર પાસે આવતો હતો એવામાં રસ્તામાં જંગલમાં એક સિંહે મારા છોકરા ઉપર ત્રાપ મારી તેને પકડ્યો. મેં શ્રી નૃસિંહનું સ્તવન કર્યું. પણ તે કાંઈ પ્રગટ થયા નહિ. પણ પેલા સિંહે કહ્યું કે જો મને મયૂરધ્વજ રાજાનું અરધું શરીર આણી આપે તો આ છોકરાને છોડું.' આ સાંભળી રાજાએ સુથારને તેડાવ્યા અને પોતાનું અરધું શરીર વહેરાવી આપવાની તૈયારી કરી. ત્યાં તો તેની રાણી કુમુદ્વતી આવી અને કહેવા લાગી, 'હું રાજાનું અરધું અંગ ગણાઉં છું માટે ચાલો હું જ સિંહ પાસે આવું છું' પણ કૃષ્ણે કહ્યું, 'તમે તો વામાંગ ગણાઓ; સિંહે તો જમણું અંગ માગ્યું છે.' આથી રાજાના દેહને વહેરવાનું નક્કી થયું. પણ ત્યાં વળી કૃષ્ણ બોલી ઊઠ્યા કે સુથાર વહેરે તે ન ચાલે; રાણીએ અને રાજપુત્રે જાતે કરવત તાણવી જોઈએ. વળી રાણીની, પુત્રની કે તારી એમ કોઈની પણ આંખમાં પાણી ન આવવાં જોઈએ. આથી રાણીએ અને રાજકુંવરે કરવત મૂકીને તાણવા માંડી પણ ત્યાં રાજાની ડાબી આંખમાં આંસુનું બિંદુ જણાયું. કૃષ્ણે આવું ક્લેશથી દીધેલું દાન લેવાની ના પાડી, ત્યારે રાજાએ જવાબ દીધો : 'આ ડાબી આંખમાં આંસુ આવ્યાં છે તે

દુઃખનાં નથી. આ તો ડાબા અંગને થયું કે જમણા અંગને શુભ કાર્યમાં વપરાવાનો લહાવો મળ્યો તેવો મને ન મળ્યો. આથી ડાબી આંખમાં પાણી આવ્યાં છે.'

તરત જ કૃષ્ણ અને અર્જુન પ્રગટ થયા અને તેને મોક્ષનો અધિકારી બનાવ્યો. ત્યાર પછી એ રાજાએ યુધિષ્ઠિરના ઘોડાનું રક્ષણ કરવામાં એ બંનેને મદદ પણ કરી.

**શિબિ:** કપોતને બચાવવા માટે પોતાનો દેહ કાપીને ત્રાજવામાં મૂકનાર આ રાજાની વાત ખૂબ જાણીતી છે. જુઓ 'રાજા ઉશીનર શિબિ,' 'કિશોર': પુ. ૧, અંક ૬ઠ્ઠો.

**સર્વો:** કુંભાર. **કળપિત:** કલ્પાંત કરીને આપેલું.

પા. ૮૯. **વેધીને:** મારીને; વધ કરીને. **નવખંડ:** આપણાં પુરાણોમાં પૃથ્વીને નવ ખંડમાં વહેંચેલી છે: ઈલાવૃત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરુષ, કેતુમાલ, રમ્યક, ભરત, હિરણ્મય ને ઉત્તરકુરુ.

## રાવો

**હેવાલ:** હાલ.

## દયારામ

**પદ ૫મું: જ્યારે જમને૦** જ્યાં સુધી તું જમને હાથ ચડયો નથી ત્યાં સુધી જ તારું ડહાપણ ચાલે છે.

## લોકસાહિત્ય

(૨) **જેસળ–તોળલ:** આની વાર્તા માટે શ્રી ઝવેરચંદ મેઘાણીકૃત 'પુરાતન જ્યોત'માંથી 'જેસલ જગનો ચોરટો' એ પ્રકરણ જોવું.

(૩) **સુભાષિત:**

**ભઠ:** ફિટકાર. **ખેપ:** પ્રયત્ન. **સફરાં:** સારાં. **ધિંગાને:** સંપન્નને. **માટૂ:** પુરુષ. **ઝણ:** છાંટા. **ધનજોબન૦** સરખાવો—

यौवनं धनसम्पत्तिप्रभुत्वमविवेकता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥

**કાંઉ** : શા કામનાં. **હકકડ** : એક. **આકોલિયાં** : મરવા. **ગોલાકૂંદી** : ગોલાની. **પૈયાં** : મહેમાન, સરખાવો—

પહેલે દહાડે પરોણો ને બીજે દહાડે પૈ,
ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઈ.

**કરકે** : હાડકાંથી; એટલાં માણસ મરી જાય. **ધાલ** : પંક્તિ, સોબત. **પાગ**: પાઘડી બાંધવાની કળા. **શરણાંત** : શરણાગત. **કરપી** : કૃપણ. **અગર બળંતાં૦** સરખાવો—

घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगन्धम् ।

**કાંઉ** : શું ? **તારેતા** : એક જાતનું કાપડ **બારેતા** : એક જાતનું સફેદ કાપડ.

## દલપતરામ

**૧. જોવા જોગ જેવી ગુજરાત**

**બેસ**: બેશ, ઉત્તમ.

**૩. બાપાની પીપર**

**રામકહાણી**: દુઃખની લાંબી વાત; રામરામ કહેવાનો પ્રસંગ આવે એવું દુઃખ. **પ્રાગવડ**: પ્રયાગમાં આવેલો અક્ષયવટ. એના ઉપરથી પડીને આત્મહત્યા કરવાથી મોક્ષ મળે એવી માન્યતા હતી.

## નર્મદાશંકર

**(૨) નાશક અને ત્ર્યંબક એ બેની વચમાંનો માર્ગ :**

કડી ૨, **આવળ**: આવેલાં. **ઘૂંગટી**: કામળો, વરસાદથી બચવ કામળાનું બનાવેલું ઓઢવાનું.

**(૩) ચોમાસામાં** પં. ૨૭. અન્વયઃ બધું શાંત રૂડું ગભીર દેખાય છે, પવન પણ હાલતો નથી.

પા. ૧૩૧. પં. ૩૭. **ભારાવાળી૦** ભારો : સઢને નીચલે છેડે બાંધેલું દોરડું, જે સઢ છોડયા પછી ભંડાર તરફ બાંધવામાં આવે છે, ને જેથી સઢ ઢીલો તંગ થાય છે તે. એ ભારા તરફની હોડીની જે બાજુ તે નમી રહેલી હોય છે.

## નવલરામ

### (૧) ગુજરાતની મુસાફરી

ઈફ્રાના: આ તરફના.

પા. ૧૩૭. પં. ૪. ખેળા: ખેલ, રમત. સરખાવો—म. खेळ.

પા. ૧૩૯. શાહે: 'શાહ' અટકવાળા વાણિયાએ.

પા. ૧૪૪. ગોડે: પેઠે. કાઠિયાવાડી પ્રયોગ.

## કેશવરામ

### (૨) અધવચ ગાડું ગૂંચી ગયું

હરજૂડ: ?

## બળવંતરાય ઠાકોર

**(૧) ભમતારામની કેડી**: અમેરિકન લેખક આર. એલ. સ્ટીવન્સનની એક કવિતાનું ઉદ્‌ભાવન.

### (૨) કક્કો સરસ્વતીની ખાણ

પં ૩૧–૩૨. ચૌદ સ્વરો આ પ્રમાણે:

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ.
જોડ: બે. બે મીડાં આ પ્રમાણે: તીવ્ર અનુસ્વાર અને કોમળ અનુસ્વાર. સંસ્કૃત પ્રમાણે ઉચ્ચારાય તે તીવ્ર અહીં ૦ પોલા મીડાં વડે દર્શાવ્યું છે. બાકીનું કોમળ ગુજરાતી ઉચ્ચારણવાળું નક્કર મીડાંથી દર્શાવ્યું છે.

## કલાપી

### (૧) ફૂલ વીણ સખે

જે અંગ્રેજી કવિતા ઉપરથી આ કવિતા લખાઈ છે તે નીચે ઉતારી છે.

> Gather ye rosebuds while ye may,
> Old Time is still aflying:
> And this same flower that smiles today
> Tomorrow will be dying.

The glorious lamp of heaven, the sun,
The higher he's a-getting,
The sooner will his race be run,
And nearer he's to setting.
That age is best which is the first,
When youth and blood are warmer:
But being spent, the worse, and worst
Times still succeed the former.
Then be not coy, but use your time,
And while ye may, go marry:
For having lost but once your prime,
You may for ever tarry.

—Robert Herrick.

મૂળ કાવ્ય કેવળ ઝટ પરણી જવાની સલાહ આપવા લખાયેલું છે પણ અહીં અર્થ વિસ્તાર કરેલો છે.

પા. ૧૬૩. **ઝરણું પ્રતિ૦** પ્રતિ ઝરણું–દરેક ઝરણું.

**(૫) ગ્રામ્યમાત :** 'ગ્રામ્ય' શબ્દ અહીં 'ગામડાનું' એ અર્થમાં વાપર્યો છે. એવા અર્થમાં 'ગ્રામ' શબ્દ વાપરવો એ જ સારું છે કારણ મૂળ સંસ્કૃતમાં ગ્રામ્ય શબ્દનો અર્થ બહુ હલકો થાય છે.

આ વાતને મળતી જ વાત ભોજપ્રબંધમાં આવે છે. તેનો સાર નીચે આપ્યો છે:

એક દિવસ વિક્રમ રાજા વેશ બદલીને પોતાના ભટ્ટો સાથે મહાકાળના મંદિરમાં નાટક જોવા ગયા. ત્યાં જે માણસ નાટક કરાવતો હતો તેની સંપત્તિનું વર્ણન સાંભળી રાજાને તે સંપત્તિ લેવાનું મન થયું.

થોડી વાર પછી રાજાને તરસ લાગી એટલે એક ગણિકાને ઘેર જ ભટ્ટ મારફતે પાણી માગ્યું. તરત જ ગણિકા શેરડીનો રસ લેવા માટે વાડીએ ગઈ. શેરડીમાં અનેકવાર સોયા માર્યા પણ ઘડો આખો ભરાયો નહિ એટલે દુઃખી હૃદયે પ્યાલો ભરી ઘણી વાર પછી પાછી આવી. રાજાએ શેરડીનો રસ પીધો અને પછી વાર લાગવાનું અને દુઃખી થવાનું કારણ પૂછ્યું. ત્યારે તેણે કહ્યું કે સાધારણ રીતે તો એક શેરડીમાંથી

આખો ઘડો અને એક પ્યાલો ભરાય છે. આજે ઘડોયે પૂરો ન ભરાયો. રાજાનું મન પ્રજાની વિરુદ્ધ થયું એટલે ધરતીનો રસ ઓછો થઈ ગયો.

આ સાંભળી રાજાને નવાઈ લાગી. તે રાજમહેલમાં જઈ સૂઈ ગયો, અને સૂતાં સૂતાં વિચાર કરવા લાગ્યો કે પ્રજાને પીડયા વગર માત્ર પ્રજા વિરુદ્ધ વિચાર કર્યાથી પણ જો ધરતીનો રસ ઘટી ગયો, તો પછી હું પ્રજાને પીડું તો તો શું થાય ? હું પ્રજાને નહિ પીડું.

આવો નિશ્ચય કરી તે પરીક્ષા કરવા બીજે દિવસે રાતે ફરી પેલી ગણિકાને ઘેર ગયો. ગણિકા એકદમ આનંદભેર રસ લઈ આવી અને બોલી, "હવે રાજાનું મન પ્રજા ઉપર રાજી છે, એટલે પૂરો રસ નીકળ્યો."

ત્યાર પછી રાજાએ પોતે પ્રગટ થઈ તે બાઈની બીજાનું મન સમજી જવાની શક્તિ માટે પ્રસન્ન થઈ તેને હાર ભેટ આપ્યો.

આવી જ એક વાત ફારસી પુસ્તક 'ઇખલાકે મોહિસિની'માં પણ આવે છે. જુઓ, "દયાહીન થયો નૃપ." 'કિશોર' વર્ષ ૪થું, અંક ૧૧મો.

### બોટાદકર

**આવળનાં ફૂલને:** અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થની 'ટુ ડૅફોડિલ્સ' નામની કવિતા ઉપરથી આ કાવ્ય સ્ફુરેલું છે.

### ખબરદાર

**(૫) હલદીઘાટનું યુદ્ધ:** અંગ્રેજ કવિ ટૅનિસનની 'ચાર્જ ઑવ ધ લાઇટ બ્રિગેડ'ના નમૂના ઉપર આ કવિતા લખાયેલી છે. આ કાવ્યમાં સલીમને યુદ્ધ કરતો વર્ણવ્યો છે, પણ ઐતિહાસિક દૃષ્ટિથી આ સંભવિત લાગતું નથી. તે વખતે તો સલીમ માત્ર સાત વર્ષનો હશે.

### જુગતરામ દવે

**બે પંખી:** કવિવર રવીન્દ્રનાથના બંગાળી કાવ્ય 'દુઇ પાખી'નો અનુવાદ.

## વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી

**મીઠી માથે ભાત :** અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થની કવિતા 'લ્યુસ ગ્રે' ઉપરથી આ કાવ્ય લખાયેલું છે.

કડી ૩. ઉત્તરાર્ધ : નવ કોસ ભેગા ચાલી શકે એટલો મોટો અ જળભર્યો કૂવો છે. તેની આસપાસ મોટાં ઝાડો આવેલાં છે.

કડી ૭. **નથ બૂતડી :** ચિચોડામાં જે વચલું ઊભું લાકડું હોય છે જેના ફરવાથી બાજુનું બીજું લાકડું ફરે છે, તેને નથ કહે છે. અ જોડેના લાકડાને બૂતડી કહે છે. એ શબ્દ બૂત એટલે પૂતળી ઉપરથ આવ્યો હોય એમ વાગે છે. એ લાકડાનો આકાર એવો હોય છે આ બે લાકડાં વચ્ચે શેરડી પિલાય છે.

## ઝવેરચંદ મેઘાણી

**કાંઠે રમનારાં :** કવિવર રવીન્દ્રનાથના 'શિશુલીલા' નામન બંગાળી કાવ્યનો અનુવાદ.

## નગીનદાસ પારેખ

**પારસમણિ :** કવિવર રવીન્દ્રનાથના 'સ્પર્શમણિ' નામન બંગાળી કાવ્યનો અનુવાદ.

કડી ૫. **માનકરે :** માનકર નામના ગામમાં.

# શુદ્ધિપત્રક

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૫૨ | ૧૬ | મોટપપણું | મોટમપણું |
| ૭૦ | ૨ | તે | તો |
| ૮૧ | ૧૮ | પ્રણામ | પ્રમાણ |

# શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા ભા. ૧–૨ | ૧—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ (ટિપ્પણ સાથે) | ૧—૦—૦ |
| ઓતરાતી દીવાલો ( „ ) | ૦—૬—૦ |
| લોકમાતા | ૦—૪—૦ |
| સ્મરણયાત્રા | ૧—૦—૦ |
| જીવતા તહેવારો | ૦–૧૨—૦ |
| આપવીતી | ૧—૪—૦ |
| બુદ્ધલીલા | ૦—૮—૦ |
| મધપૂડો | ૦–૧૦—૦ |
| કાવ્યપરિચય ભા. ૧–૨ | ૧—૬—૦ |
| નામાનાં તત્ત્વો | ૨—૮—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |
| સાર્થ ગૂજરાતી જોડણીકોશ | ૪—૦—૦ |
| રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ | ૧—૮—૦ |
| જેકિલ અને હાઈડ | ૦—૯—૦ |
| અપંગની પ્રતિભા | ૦–૧૨—૦ |
| સંત ફ્રાન્સિસ | ૦—૩—૦ |
| મારી જીવનકથા (જવાહરલાલ નેહરુ) | ૩—૦—૦ |
| જીવનવિકાસ | ૨—૮—૦ |
| સીતાહરણ | ૦–૧૨—૦ |
| ખરી કેળવણી | ૦–૧૨—૦ |
| કેળવણીના પાયા | ૧—૦—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| વર્ધાશિક્ષણ યોજના | ૦–૧૦—૦ |
| વર્ધાકેળવણીનો પ્રયોગ | ૦—૬—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ